# ઇન્દિરા યાને હિંદ દેવી.

## નાટક.



કર્તા:—

કૃષ્ણાશંકર દામોદરદાસ પંડ્યા

* Names of the Printer and the Publisher ?

Km

મૂલ્ય ૧-૪-



# ઇન્દિરા યાને હિંદ દેવી.

## નાટક




રચનાર:

**કરૂણાશંકર દામોદરદાસ પંડયા.**





નિવૃત્તિ નિવાસ:
ઘોડાસર.
(સાબરકાંઠા)

પ્રતિ નિવાસ:
ખાડીયા, શ્રીરામજીની શેરી,
**અમદાવાદ.**





તા. ૨૨-૪-૩૯

અક્ષય તૃતિયા
સંવત ૧૯૯૫

**મૂલ્ય ૧-૪-૦**

આ પુસ્તક કર્તાને ઠેકાણેથી તથા
દરેક સ્થળના જાણીતા બુક-
સેલર્સને ત્યાંથી મળી શકશે.



આ પુસ્તક પ્રત્યેક વિદ્યાર્થિ
અને વિદ્યાર્થિનિને અર્ધિ
કિંમતે મળશે.

ૐ

# અર્પણ પત્રિકા

અસંખ્ય

બ્રહ્માંડમાં અવિનાશી

અગોચર–અનંત અખંડ

સર્વસત્તાધિશ–સર્વ શાક્ષિભૂત

પાવક પવન અને પાણીથી પર મુક્ત

અવિંભાજ્ય–જ્યોર્તિમય જે સર્વવ્યાપક

તત્વ છે; તે પર બ્રહ્મ પરમાત્માની

માયા વિદ્યા અને અવિદ્યા પ્રાકૃતિક

ત્રિગુણાત્મક જગતજનુની ભક્ત

વચ્છલ ભવાનીના ચર્ણાવિંદમાં

સવિનય આ નવ સર્જન

સાહિત્ય પૂષ્પ સમર્પણ

કરૂં છું.

કર્તા

કરૂણાશંકર દામોદરદાસ પંડ્યા.

## —: પ્રથમ પ્રયાસ :—

પ્રથમ પ્રયાસ દરેક રીતે, દરેક વિષયમાં બાળકજ હોય એ સ્વભાવીકજ છે. પ્રથમ પ્રયાસની પરિસ્થિતિમાં બાળકની બુદ્ધિ પ્રમાણે અનેક પ્રકારની વિચિત્ર ચેષ્ટાઓ માલુમ પડે છે છતાં તે નિર્દોશ અને રાગદ્વેષ રહિત હોવાથી એમાંથી પણ પ્રત્યેક વ્યક્તિ પોતાની ભાવનામાં આનંદ ભરી લે છે–માની લે છે. તેમ આ પ્રથમ પ્રયાસમાં પ્રત્યેક વાંચકે વિચારી લેવાનું છે. આ નાટકની વસ્તુ સંકલના (પ્લોટ) ની કલ્પનામાં કંઈ અણ્યહેવારૂં નહોય, એની ખાસ કાળજી તો રાખી છે, પાત્ર રચનામાં પાત્રો પોતાની ભાવનાની ભૂમિકા ઉપર અથથી ઈતિ સુધી પોતાની કેરેકટરને એક ધારી જાળવી શકે, એ ઉપર ખાસ ધ્યાન પણ આપેલું છે.

વાકય રચના (પ્રોઝ) અને કવિતામાંઃ—સ્વર અને વ્યજંન, અને જોડાક્ષર તથા —ી–ૂ–ુ–,–;–.–?–!–: આ બાબતમાં શબ્દોમાં વાકયોમાં કંઇપણ ખામીઓ લાગે તો તે દરગુજર કરવાની વિનંતી છે. કારણ કે આ બાબત ઉતાવળને અંગે ધ્યાનપૂર્વક બરાબર તપાસી શકાઈ નથી.

આ નાટકમાં કવિતાઓની સંખ્યા ૩૫ છે. અને તે સારી રીતે ગાઇ શકાય તેવી સુંદર અને સરલ છે. જેનો અર્થ સરળતાથી સાધ્ય છે.



કર્તા **કરૂણાશંકર દામોદરદાસ પંડયા અમદાવાદ.**

# ઈંદિરા યાને હિંદ દેવી

## [નાટક]

પ્હેલા અંકનો પ્રવેશવાર સંક્ષિપ્ત પરિચયઃ—

**પ્રવેશ પ્હેલોઃ**—બી. એ. કલાસની અભ્યાસિકા-ઈન્દિરા પોતાના અવાસમાં, એકલી સમયની સાથે રમે છે. પોતાનો પતિ બ્રિટનમાં અભ્યાસ કરે છે, અને પોતે ઈન્ડિયામાં વિદ્યાર્થિની છે. અભ્યાસનાં પુસ્તકોને એકત્ર કરી, હ્રૃદયની શાન્તિને શોધતી મૂગ્ધા, પ્રયણઘેલી અવસ્થામાં અજ્ઞાત યોગીની જેવી દશા અનુભવે છે. ગીતાના સૂત્રના આધારે અંતરમાં આત્મપ્રતિતિની ઉપાસીકા પતિના અંતરઆત્મા સાથે સૂક્ષ્મ પ્રકૃતિનું પ્રતિબીંબ પાડી સંદેશા ચલાવે છે; અને છેવટે યોગની ઉચ્ચ ભૂમિકાના અભાવે સ્થુળ સાધનો વડે પત્રવ્હેવારમાં દીલને પરોવી દે છે. એવામાં રમાનાથ નામનો કોલેજનો એકજ વર્ગનો વિદ્યાર્થી, ઇંદિરા યૌવનકાળમાં પતિવિરહિણી

છે, રૂપાળી છે. પૈસાદારની પુત્રિ છે. અને હું પણ માલદાર છું એટલે મદીરા અને મદનનો મેળ મેળવતાં વાર નહિ લાગે એવા તરંગોમાં એકાએક પ્રવેશ કરે છે. અનિતિ અને નિતિનો સંવાદ. છેવટે કામાંધ રમાનાથ ક્રોધીત. બી. એ. કલાસની ભાષાનો પ્રોફેસર ઈન્દિરાના સૌંદર્ય-યૌવનથી વારંવાર કલાસમાં બેભાન બની જતો હોવાથી, તેનો ઉપચાર શોધતો ઈન્દિરાના અવાસમાં એકાએક આવી ચડે છે. પોતાની સત્તાની રૂઈએ રમાનાથને દૂર કરે છે, અને ઈન્દિરા આગળ પોતાની પાપી મુરાદ જાહેર કરે છે. ઇંદિરા, કોમળ હૃદયની ઈંદિરા ! કૃતઘ્નીગુરૂને હલકો પાડે છે, પણ ભયંકર પ્રોફેસર એક વરૂની માફક તરાપ મારવાની તૈયારી કરે છે. એવામાં ઇંદિરાની નાની બેન (મામાની દીકરી) કમળાદેવી આવી પ્રોફેસરને મહાત કરે છે.

(ટેબ્લો)

**પ્રવેશ બીજો:**—મુંબઈના માળામાં ઓછી આવક ઉપર સાદુ જીવન ગુજારતા પોપટલાલની સુધારક પત્નિ મેના, ભણતરના ગુમાનમાં પોતાના પતિ જોડે ઘરસંસારમાં રકઝક કરે છે. શ્રમજીવી પોપટ, ચાલુ જમાનાનો પાઠ મેનાને બરાબર પઢાવે છે; પરંતુ મેના સ્વચ્છંદતાની પાંખો વડે નિતી આમ્રવૃક્ષની શીળી છાયા છોડી અનિતી બાવળીમાં હૃદયશાન્તીનો ચારો શોધવા ઉડી જાય છે, અને પોપટના જીવને ખેદ થાય છે.

**પ્રવેશ ત્રીજો:**—પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતી કમળાદેવી પોતાની સરખી સહચરીઓ સાથે ઉદ્યાનમાં પુષ્પિત કયારીઓમાં નવપલ્લવિત કુંજોમાં આનંદ કલ્લોલ કરી રહી છે, ત્યાં પીધેલી હાલતમાં રમાનાથ પ્રવેશ કરે છે. અને કમળા આગળ પોતાની બડાઈ હાંકી બિભત્સ–શૃંગારની ચેષ્ટા કરે છે. મહિષાસુરનું મર્દન કરનારી કમળા જેવી કમળા પાપની વાસનાને પરાજીત કરે છે.

(ટેબ્લો)

**પ્રવેશ ચોથો:**—મેટ્રીકની પરિક્ષાનું પરિણામ પેપરમાં વાંચી નિષ્ફળ નિવડેલો કમળાનો પતિ પ્રભાકર મિત્રોમાં પોતાની આબરૂ બચાવવા શરમનો માર્યો વિષપાન કરવાની તૈયારીમાં છે. સદ્‌ભાગ્યે પતિને આશ્વાસન આપવા કમળા આવી ચડે છે. પતિ–પત્નિનો સંવાદ. અંતે પતિવૃતા પોતાના પતિને અનુકુળ બની પોતાની મિલ્કતમાંથી બારીસ્ટર બનાવવાના ખર્ચની સવડ કરી આપવાનું વચન આપી પતિને ખુશ કરે છે.

**પ્રવેશ પાંચમો:**—સ્વચ્છંદી મેના એક લોજમાં પોતાના નોકર સાથે નિવાસ કરી રહી છે; અને પેપરમાં એડવરટાઈઝ કરી પૂનર્લગ્ન કરવાની પેરવીમાં છે. ત્યાં પોતાની શિયળવતી ગ્રહિણી પ્રત્યે અસંતોષી પ્રોફેસર, પેપરમાં જાહેરખબર વાંચી મેનાનો ઈન્ટરવ્યુ લેવા આવે

છે. મેના પૈસાની ભૂખી છે. પ્રોફેસર વિષયી જીવડો છે. બન્નેની જોડી મોજમજાહમાં મશગુલ બને છે ત્યાં ચોપટલાલ અને મેનાનો નોકર હરીજન બન્નેની ઉપર ખેદ બતાવે છે.

**પ્રવેશ છઠ્ઠો:**—ઇન્દિરા પોતાના દિવ્ય દિવાનખાનામાં તર્કશાસ્ત્રના પ્રયોગની ભૂમિકામાં આરૂઢ બની રૂચીકર પુસ્તક અને નિખાલસ સખીનું સ્પષ્ટિકરણ કરે છે. ત્યાં કમળા અને પ્રભાકર આવે છે. પ્રભાકર સાથે વાદવિવાદ પછી ઇન્દિરા વિલાયત જવા આશિર્વાદ આપે છે. (સીન ટ્રાન્સફર) દરિયામાં વિલાયત જનારી સ્ટીમર ઉપર કમળા અને ઇંદિરા, સગાંસંબંધીઓ સાથે, પ્રભાકરને પુષ્પહાર અર્પણ કરી પ્રવાસ સફળ ઇચ્છે છે.

—અંક ૧ લો પૂરો—



# ઇન્દિરા નાટક

## પાત્રોનો પરિચય :—

૧ **ઇંદિરા** :-મુંબઇના એક લક્ષ્મિનંદનની એકની એક પુત્રિ. અર્વાચિન કેળવણીમાં ઉચ્ચ ભૂમિકા ઉપર સ્થિતપ્રજ્ઞ સર્વોત્તમબાળા. વિદ્વાન,-બી. એ. કલાસની અભ્યાસિકા, પરંતુ પ્રાચિન સંસ્કૃતિની આદર્શ પ્રત્તિમા. જ્ઞાતે બ્રાહ્મણ.

૨ **કૃષ્ણચંદ્ર** :-એક સાધારણ સ્થિતિના બાપનો વિદ્યાભ્યાસમાં કુશળ પુત્ર; પાશ્ચિમાત્ય પ્રકૃતિનો વિરોધક, અને કળાનો સંશોધક અને પોશક. પ્રેઇનમાં બારીસ્ટર અને હ્રુદયમાં સાદો સાચો માતૃભૂમિનો ઉપાસક. દેશની આઝાદી માટે સર્વસ્વ અર્પણ કરનાર સાચો સ્વાર્થત્યાગી. વિરાગી, ગરીબોને માટે ઉંડી લાગણી ધરાવનાર પરીપક્વ નેતા. જ્ઞાતેબ્રાહ્મણ. ઇંદિરાનો પતિ.

**૩ પ્રભાકર** :–અસ્થિર મગજનો આત્મા. ઉંચ્ચ સંસ્કૃતિમાંથી એકાએક અભ્યાસના આડંબર નીચે કલુષિતકાર્યમાં પડી ગયેલો પામર માનવિ. જ્ઞાતે બ્રાહ્મણ.

**કમળા** :– દૈવીસંપત્તિમાં સ્થિતપ્રજ્ઞ, માતા પિતા વિહીન, ગર્ભ શ્રીમંતની ભોળી બાળી બાલીકા. પાઠશાળાના અભ્યાસ કરતાં સંસારશાળાના અનુભવની રસીયણ વિદ્યાર્થિની. પ્રાચિન સંસ્કૃતિને ચાહનારી ચતુર ચિત્તરંજની જ્ઞાતે બ્રાહ્મણ. પ્રભાકરની પત્નિ.

**૪ પ્રોફેસર** :–એકદમ પાશ્ચિમાત્ય રહેણી કરણીનું પૂરેપૂરૂ અનુંકરણ કરી, મગજમાં સંસ્કારોને સંપૂર્ણ જમાવી બેઠેલો કાળી ચામડીવાળો સાહેબ. હૃદયમાં સર્વહવસનું સંગ્રહસ્થાન બનાવી ઉદર અને ઉપરથની તૃપ્તિ અર્થે સર્વ કંઈ કરી નાંખવાની તમન્નાવાળો નર બહાદુર. જ્ઞાતે બ્રાહ્મણ.

**૫ ગુણસુંદરી** :–એક પવિત્ર પત્નિ, અને તે પ્રોફેસરની. "ભોળાના ભગવાન" એ કહેવત સાચી પાડનારી પ્રેમદા. જ્ઞાતે બ્રાહ્મણ.

**૬ મેના** :–આધુનિક કેળવણીની માટીમાંથી બનાવેલી બરાબર રંગાયેલી પુતળી. પોપટ જેવા ખાનદાન કુટુમ્બના શ્રમજીવી ખાદીધારી પુરૂષની પત્નિ છૂટાછેડાની હીમાયતી. પોતાના શારીરીક સુખને માટે કેળવાયેલા

કાવાદાવા કરવામાં કુશળ નટી. અંતે ચશ્મા ઉતારી સત્યને જૂએ છે ત્યારે પ્રાચિન સંસ્કૃતિને પૂજે છે. જ્ઞાતે બ્રાહ્મણ.

૭ **પોપટ** :–મેનાનો સાદો શ્રમજીવી પતિ ! મેનાના ચાળાને સહન કરનારો ઉદાર આત્મા. અંતે પતિધર્મ બજાવી મેનાને પોતાના માળામાં સંઘરી માતૃભૂમિના ઉદાર તપસ્વિઓની ક્ષમા ભૂષણનું દીગ્દર્શન કરાવે છે. જ્ઞાતે બ્રાહ્મણ.

૮ **રમાનાથ** :–ધર્મશ્રદ્ધાળુ, જુના વિચારનાં સાધારણ સ્થિતિનાં માબાપનો એકનો એક મોઢે ચડાવેલો પુત્ર. બાલ્યાવસ્થાનો અસ્ત અને જુવાનીના ઉદયકાળની સંધોમાં કુસંગતની રંગતમાં કોલેજનો અભ્યાસી; કોલેજીયન; કાળના વહનમાં કચડાતો અનેક ઠોકરો ખાઇ અન્તે ઠેકાણે આવે છે, જ્ઞાતે બ્રાહ્મણ.

૯ **બૉય**:–એક ગરીબ. પણ પ્રમાણીક હરીજન છોકરો. ઘરના કામકાજમાં પણ સમજુ અને કુશળ. જ્ઞાતે હરીજન.

૧૦ **મીસ ફ્લોરેન્સ** :–ઇંગ્લેંડની એક ખીસ્સાકાતરૂ મેડમ. ઇન્ડિયાના પૈસાદાર પામરોને વારંવાર પકડે છે અને છોડે છે. અર્થાત મૅરેજ અને ડાયવોર્સ એજ નિતી એણે અખત્યાર કરેલી છે છેવટે કમળા એને ચમત્કારીક રીતે આત્મભાન કરાવી સ્વદેશ પ્રત્યે મમતાનો પાઠ બરાબર શીખવાડી સીધી કરે છે. જ્ઞાતે ઇંગ્લીશ.

**સખીઓ** :-શાળાની સહચરીઓ.

**બીજાં પ્રસ્તાવીક પાત્રો**:—જેઠુમલ મારવાડી, ગીડુમલ મુલતાની, હજામ, ધોબી, બુટપોલીશ બોય, તારવાળો, વીગેરે.

તા. ૨૨. એપ્રીલ. ૧૯૩૯

દ. **કરૂણાશંકર દામોદર પંડયા.**



# પ્રસ્તાવના

આ નાટક સને ૧૯૩૧ની સાલમાં કુદરતી કલ્પનામાં ઉદ્‌ભવ પામેલું, દરમિયાન આઠ વરસના સમયમાં રંગભૂમિ ઉપર ભજવવા પ્રયાસો કરેલા; અનેક લક્ષ્મીનંદનોને વિનવેલા અને સાહિત્યને ઉત્તેજન આપવા આજીજીઓ કરેલી; પરંતુ એમાં અનુકુળતા પ્રાપ્ત ન થઈ. આધુનીક રંગભૂમિ ઉપર ભજવતી નાટક કંપનીઓ સાથે આ નાટક ભજવવાની અભિલાષા પરિપૂર્ણ ન થઈ, કારણ કે કંપનીના માલીકો અને ડાયરેકટરો પ્રસિદ્ધ કરતા નાટકોમાં એક કરે કવિતા બીજો લખે ભાષણ અને ત્રીજો લખે ફારસ (હાસ્યરસ) એ પરિસ્થિતિ હોવાથી નાટ્યકારની હૃદય ભૂમિકામાંથી કુદરતી ઉદ્‌ભવેલી વસ્તુ કૃત્રીમ સાધનોથી કંગાળ બની જતી હતી. એટલે પરિસ્થિતિનો સંપૂર્ણ વિચાર કરી આ ઈશ્વર પ્રણિત વસ્તુ જનસમાજમાં પ્રત્યક્ષ કરવાનું યોગ્ય ધાર્યું છે. રંગભૂમિ ઉપર ઉત્તમ પ્રકારનાં જે નાટકો અગાઉ ભજવાઈ ગયાં છે એમાંનું એક આ જાહેર જનતાને લાગે તો પોતેજ પોતાના હૃદયમાં મનોન્મય રંગભૂમિ રચી તેમાં આ વસ્તુના પાત્રોને વાંચીવિચારી આનંદ અનુભવશે તો પરિશ્રમનું સાર્થક થયેલું સમજાશે.

અક્ષય ત્રતિયા ૧૯૯૫ } લી.
તા. ૨૨ એપ્રીલ ૧૯૩૯ } **કરૂણાશંકર દામોદર પંડયા.**

**તા. ક.**—આ વસ્તુની જનસમાજ યોગ્ય કદર કરશે તો બીજાં વિધવિધ પ્રકારનાં વસ્તુપુષ્પો એક પછી એક બ્હાર પડશે અને સુગંધી વડે મસ્તક પ્રફુલ્લિત બનાવશે અને હૃદયમાં આનંદ ઉપજાવશે. હાલ એજ તથાસ્તુ. દઃ **પોતે.**

ૐ

# ઇન્દિરા યાને હિંદદેવી

## નાટક

### અંક ૧ લો :-પ્રવેશ ૧ લો

**દર્શન :**-એક મુંબઇના શ્રીમંતની પુત્રિનું વાંચન-ગ્રહ. પાત્રો. ઇંદિરા-રમાનાથ-પ્રોફેસર-કમળા.

**ઇંદિરા :**-

કવિતા

પ્રત્યક્ષ દેવ પતિ પ્રભુ !!
ભક્તિભાવથી ભજું;
શૃંગાર શાણી બની સજું;
તન મન ધન કરૂં રજું.
એને અનુંસરવા-પ્રસન્ન કરવા-

વ્હાલા બ્રિટનમાં વસ્યા, હું હિંદમાં છું. આ હિંદ મ્હારી માતૃભૂમિ ! તારી ભાગ્યદોરી બ્રિટનના હાથમાં એજ

તારી અધોગતિ આખા જગત્‌ની આંખમાં ! ! હાય ! ! મ્હારૂં
અમુલ્ય ભારતરત્ન શું પડયું છે પરતંત્રતાની રાખમાં ? !

**અહો માતા ! આ બાળક જો છતે ધાને ભૂખે મરતાં**
**છે પોતાનું તે ભોગવવા બિચારાં નિત્ય કરગરતાં**
**નથી મળતું તસું પણ વસ્ત્ર કે મુઠી ધાન ખાવાને**
**પછી પરદેશમાં શાને જવું બેરીસ્ટર થાવાને ? ! !**
**બળી એ માન ને મોટાઇ બળે જ્યાં પેટમાં અગ્નિ**
**હવે તો હાય ઉગારો કોઈ લાખોની એક એ લગ્નિ**

પરદેશી વિદ્યા પેટનો ખાડો પણ પુરો પુરતી નથી એનાથી બીલકુલ દેશની સ્થિતિ સુધરતી નથી. હું દેશમાં પતિ પરદેશમાં ! એમાં આસ્વાસન માત્ર આ કાગળ ! ત્હમે લખો ! હું લખું !

## કવિતા

**લખું શું ? ! લખે શું ? ! પ્રિયા પ્રેમ–મુગ્ધા**
**ખરા સ્નેહના પંથની શુદ્ધ મુદ્રા**
**પ્રસંગો મધુરા પ્રિતિ પુસ્તકોમાં**
**વિચારી અને વાંચતી પ્રેમીઓના**
**નથી દીલમાં જ્ઞાનની દીવ્ય જ્યોતિ**
**પ્રતાપિ પતિ ચંદ્રની રાહ જોતી**

ધરી ધ્યાન પ્યારા લખું પત્ર આજે
પધારી પ્રભુ આપ દયો જ્ઞાન ક્યારે ?!!
વિયોગે રાત્રી અંધારી સૂઝે શું પ્રેમના ગ્રંથો?!!
ચંદ્રમાના સંબંધેથી લાગે રત્ન સમા ગ્રંથો:

**રમાનાથ** :–[આવે છે] Well Indira ! How you ? !

**ઈંદિરા** :–રમાનાથ ! તમે ક્યાંથી ? કેમ ?

**રમાનાથ** :–ઇંદિરા ! કમળમાં એવી સ્વભાવિક શક્તિ છે કે ભમરો આંખો મીંચીને દોડી જ આવે. ચાંદનીમા એવી અનુપમ મીઠાશ છે કે તેને મને કે કમને જોવાનું દીલ થઈજ આવે.

**ઈંદિરા** :–રમાનાથ ! જીવતા અંગારમાં એનો જન્મ-સિદ્ધ હક્ક છે કે જાણે અજાણે અડે તે દાઝેજ. રમાનાથ! પ્રભુત્વના પ્રકાશ આગળ પાપ હંમેશાં હોંશે કે રોશે લાજેજ.

**રમાનાથ** :–ઇંદિરા ! શું સ્રીશક્તિ સળગતો અંગારો છે?

**ઇંદિરા** :–રમાનાથ ! હિંદની આર્યબાળા હંમેશાં સતિ છે. એ એકજ પતિપ્રેમની પૂજક છે. ધન વિના મરે, સારાં ઘરેણાં કે વસ્ર વિના ફરે પરંતુ એના અંતરમાં તો એકજ પતિપ્રેમની અખંડ જ્યોત બળે છે. એ પવિત્ર શીખાને અડતાં દાઝો અને જોતાં લાજો.

**રમાનાથ :**–ઈન્દિરા ! આમ સ્ત્રીશક્તિને પતિની તાબેદારીના તુરંગમાં પુરવાથી શું ભારત સ્વતંત્ર થશે કે? ગુલામીને વધાવવાની વૃત્તિ શું ગુલામીમાંથી છોડાવશે કે? પતિ નામનું પ્રાણી હંમેશાં સ્ત્રીઓની સ્વતંત્રતાને પજવનારૂં થઈ પડે છે અને એથીજ આપણી માતૃભૂમિની મુક્તિને આડું અને અવળું નડે છે.

**ઇન્દિરા :**–રમાનાથ ! માથે મોતના ડંકા ગડગડે છે તેથીજ તું આમ બડબડે છે. ભરતખંડની આર્યબાળા રાષ્ટ્રધ્વજ છે. તેને દૂરથીજ વંદન કરો તેમાંજ આબરૂ છે. બોલો ! જીભ છે તો બોલો પરંતુ દેશનું અભિમાન તો જરા તોલો !

કવિતા.

**ભલે ગદ્ધા રહે મનમાં મસ્તાન**
**ચંદનની કિંમતએ શું આંકે**
**મૂર્ખ શીરોમણી અક્કલ હોંશિયારીથી**
**સોનાની જાળ પાણીમાં નાંખે**
**ખોટી ફેશનના ખર્ચમાં ખીલ્યા,**
**સાદાઈનું ગયું નામ નિશાન**
**ભાવથી ભુખ ભેળા થયા તોએ**
**આવ્યું નહિ ભણેલાઓને ભાન.**

અહા! જે શિક્ષણ આ લોકમાં પૈસાની બરબાદી કરે પરલોકનું જીવન બગાડે એ શિક્ષણને અજાગળે સ્તનની માફક કંઠે કોણ વળગાડે?

**રમાનાથ**:–ગુલામી મનોદશા ગુલામીજ રાખે છે. દેશની સ્ત્રીશક્તિ! પાણીને એકજ જગ્યાએ ગોંધી રાખવાથી તે ગંધાઈ ઉઠે છે. એજ દેશના છુટાપણામાં મોટું છીદ્ર છે. એક સ્ત્રી અનેક પુરૂષોના સહવાસમાં આવી પોતાની સ્વતંત્રતાની શક્તિ અજમાવી સમાજને સંગઠીત કરે છે તોજ દેશને સ્વરાજ સત્વર મળે છે.

**ઇન્દિરા**:–રમાનાથ! પશુ પંખી સ્વતંત્ર છે પરંતુ તેમનાં જીવન પરતંત્ર છે. જ્યાં જીવ નારાજ છે ત્યાં પછી ક્યાં સ્વતંત્રતા કે સ્વરાજ્ય છે. સમાજબળને સંગઠીત કરો પરંતુ આત્મબળને નિસ્તેજ કરો તો એ સમાજબળ ઝેર નીવડશે અને આપસ–આપસ લઢશે માટે Be well to the conscience.

**રમાનાથ**:–My conscience says your love!

**ઇન્દિરા**:–You bloodyful rascal! My love is love. That cannot be unlove.

**રમાનાથ**:–ઇંદિરા! ગુલાબ પાસે પડયો છે તેને સુંઘ્યા વિના શી રીતે જીવ ઝાલ્યો રહે! આંખો દેખે અને દિલ શી રીતે સંતાપ સહે? વિદ્વાન વિણા સુંદરી!

ત્હારા તારના ઝણઝણાટમાં રોમેરોમ ઝણઝણી ઉઠે છે. ત્યાં તું વળી ધર્મની ગુંથણી કયાં ગુંથે છે?

**ઇન્દિરા** :–રમાનાથ ! રોગ અસાધ્ય ન બને એમાંજ હૃદયની પરિક્ષા છે.

**રમાનાથ** :–તું નહિજ માને ?

**ઈન્દિરા** :–કોટી ઉપાયે નહિજ.

**રમાનાથ** :–અને હું.

**ઇન્દિરા** :–પામર જીવને પામરજ રાખશો તો પીશાચ પવિત્ર હૃદય હશે તો દેવ. બોલો પીશાચ કે દેવ ?

**રમાનાથ** :–અહો ! દીલની દીલમાં હતી ત્યાંસુધી કિંમત લાખની, બોલ્યું બહાર પડયું એટલે કોડીની ! વિક્રાળ વાઘ તેના પંજામાં પકડાએલા પ્રાણીનો શીકાર ન કરે તો તે વાઘજ નથી. બોલ માન કે મૃત્યું ?

**ઇન્દિરા** :–માન સહિત મૃત્યું ! પ્રેમને માટે આત્મ-બલિદાન! દેશની આબરૂને માટે પ્રાણાર્પણ! સ્રીશક્તિની ઉર્જ્જવળ કિર્તીને અર્થે કાયાનો હોમ !

( પ્રોફેસર આવીને ) * * * * *

:–You get out shameless brute !

* * * *

**પ્રોફેસર** :–બાળા ! બ્હીશ નહિ.

**ઇન્દિરા** :-નિર્દોષને બીકજ નથી.

**પ્રોફેસર** :–બાળા ! મ્હેં તને બચાવી એનો બદલો?

**ઇન્દિરા** :–બોલો ભાઇ ! એક બ્હેન ભાઈને બદલો શું આપે ?

**પ્રોફેસર** :-ઇંદિરા ! ત્હારા બોલ મ્હારા કાનમાં કાનખજુરાનાં માફક વેદના કરે છે.

**ઈન્દિરા** :–તેમાં હું શું કરૂં ?

**પ્રોફેસર** :–તેનો ઉત્તર તારા જ હાથમાં છે.

**ઈંદિરા** :–ભાઈ ! શું ?

**પ્રોફેસર** :–ફક્ત એકજ કીસ.

**ઈંદિરા** :–Dismisss! (ડીસમીસ !)

**પ્રોફેસર** :–બોલ બોલીને ન પાળ્યો એણે દેશનો દિવસ શું વાળ્યો ?

**ઈંદિરા** :–પ્રોફેસર ! પોતેજ બોલેવા બોલને ગળી જઈ સામાને શીખામણ આપે છે–એ શું દેશને ઉદ્ધારે છે કે થુંક ઉરાડે છે ? કોઈની મા દિકરી કે બ્હેન બૈરી ઉપર પાપબુદ્ધિથી બોલ વેરે છે એ ખરેખર ઉન્નતિના માર્ગમાં કાંટાજ વેરે છે. જેના મગજને મદન ઘેરે છે એ સમાજના શંખ છે અને દેશમાં ઝેરી ડંખ છે. એ ડંખને તો ડામીજ દેવો.

**પ્રોફેસર** :–ઇંદિરા ! બધાને પ્હોંચીશ પરંતુ આ જમાનાના ખાધેલા પ્રોફેસરને તો તું નહિજ પ્હોંચી શકે. તારા દુરાગ્રહનું ઔષધ મ્હારા ખીસ્સામાં છે. એક વખત કહું છું કે આ લે અને હા કહે !

**ઇંદિરા** :–આબરૂનું લીલામ? શું આબરૂના લીલામની આ ફુટી બદામ ?

**પ્રોફેસર** :–આ નોટસ !

**ઇંદિરા** :–એકની નોટ, દસની નોટ, સોની નોટ, હજારની નોટ, લાખની નોટ કે કરોડની નોટ એ મ્હારા પ્રેમની કિંમત નથી.

**પ્રોફેસર** :–ત્યારે શું ?

**ઇંદિરા** :–શીયળ ! શીયળની કિંમત સ્નેહ અને સ્નેહની કિંમત શીયળ.

**પ્રોફેસર** :–ડેમ યોર શીયળ અને ડેમ યોર સ્નેહ !

[કમળા આવે છે]

પ્રોફેસર ! પ્રેમના પાખંડમાં દંભના દાસ બની દયાની દેવીઓ ઉપર ક્રુરતા કુહાડો વાપરશો તો હાથમાં કાંટા ઉગશે. બ્હેન, ભાઇ, ભાઈ, કરે અને ભાઈ બ્હેનનાં નાતરામાં ફરે એવા ભાઈઓના જીગરમાં ભોકવાને માટે આ કટારીજ બસ છે.

**ટેબ્લો**

**—આર્યહૃદયનું અનુપમ દિવ્ય-દર્શન—**

# પ્રવેશ ૨ જો.



**સ્થળ :**-( મુંબઈના માળામાં મેના અને-પોપટ )

**મેના સુંદરી :**-( ફેશનેબલ પોષાકમાં ); ત્હમે ! અમારા પોઝીશનને શું સમજો ! ?

**પોપટલાલ :**-(ખાદીધારી) :-**સમજ્યા ? !**

**મેના :**-શું ? સમજ્યા ? !

**પોપટ :**-એ તો હવે સમજ્યા ! ડુંટી સુધી !

**મેના :**-શું સમજ્યા ?

**પોપટ :**-ત્હમારૂં પોઝીશન ઢેમ !

**મેના :**-ત્હમે નાલાયક પ્રાણી છો.

**પોપટ :**-અને ત્હમે ! કઈ લાયકાતમાં આગળ વધ્યાં છો ! ત્હમારી લાયકાતનું લીલામ તો ચોર બજારમાં ત્હમે

ક્યારનુંએ કરી દીધું છે નથી કોઇને પુછતાં ને ગાછતાં આ સટ દેઈને :—

**સમારી વાળ સેંટોમાં ભીંજાવી સ્ટાઈલમાં ઓળી,**
**હૃદયના રંગમાં ખીલ્યાં શરમને હોજમાં બોળી;**
**લીધી છે હાથમાં છત્રી લટકતી ચાલથી ચાલ્યાં,**
**મરદોની મીટીંગોમાં મનોહર ભાવથી મહાલ્યાં;**
**બી.એ.ની બાયસીકલથી સીકલને વેચવા શીખ્યાં,**
**ફેશનના વ્યર્થ ફંદોમાં ઘરાંણે લાજ શરમ મૂકયાં.**

**મેના** :–ત્હમે બેવકુફ છો!

**પોપટ** :–આ ધણી બેવકુફ! ત્યારે ધણીઆણી?!

**મેના** :–ત્હમે ધણી થવા લાયકજ નથી.

**પોપટ** :–અમે તો મીલની કાળી મજુરી કરી, પરસેવાનાં ટીંપાં પાડી કમાઈ–પકાવી, ત્હમને પીરસીએ છીએ.

**મેના** :–ત્હેમાં નવાઈ શું કરો છો!

**પોપટ** :–બ્હાર ગદ્ધા વૈતરૂં અને ઘરમાં પણ એજ એજ નવાઈ!

**મેના** :–ત્યારે રસોઇઓ ચાકર રાખો.

**પોપટ** :–હું આકરી ચાકરી કરૂં ત્યારે આપણી ભાખરીને અર્થે રૂ. ૪૦) અંકે ચાલીસ પુરા મળે એનો

હીસાબ રાખો એટલે આપનું ભેજું ઠેકાણે આવશે-સમજ્યાં ?!

**મેના:**–ત્હમેજ જક્કી ટટ્ટુ છો એટલે બૈરીને ગુલામ ગણો છો. ઘરનું વૈતરૂં કરવાને માટે શું બૈરી બંધાયેલી છે ? સમજ્યા ?!

**પોપટ :**–ત્યારે બૈરી શું બ્હાર ભટકવાને બંધાયેલી છે ? સમજ્યાં ?!

**મેના :**–ત્હમે ! ત્હમે ! સ્ત્રી સ્વાતંત્રતાના વિરોધી છો ત્હમે સ્ત્રી શક્તિને તાબેદારીના તુરંગમાં ધકકેલી સ્વરાજનું ચોકખું અપમાન કરો છો સમજ્યા ?!

**પોપટ :**–ત્હમારામાં અક્કલનો છાંટોજ નથી. સમજ્યાં?! આર્યદેશનું આર્યલગ્ન એટલે દેવતાઈ બંધન. એ બંધન ઉપર સ્નેહનું સીંચન એ સ્ત્રી સ્વાતંત્ર્ય ! સ્નેહ–હૃદયને સર્વત્ર સ્વરાજ છે. સમજ્યા ?!

**મેના :**–ત્હમારા મગજના વિચારો ગાંડા માણસને પણ હસાવે તો પછી ડાહ્યાનું કહેવુંજ શું ? સમજ્યા ?!

**પોપટ :**–ત્હમે ભણ્યાં ? તો ભલે ! પણ ત્હમારો આ વેશજ દેશને હસાવે છે. દેશમાં સાદાઇ વધી તોય ત્હમારી નફ્ટાઇ ના ગઈ, ત્હમે બારમાં બીર પીઓ પછી ત્હમારૂં દારૂનીષેધ મંડલમાં શું મૂલ્ય ?! વેશ સૂધાર્યો પણ ચારિત્ર ના સુધાર્યું તેમાં ત્હમે દેશનું શું ઉકાળ્યું ?!! સમજ્યાં ?!!

**મેના :**–ત્હમે પૂંછડું પકડ્યું તે પકડ્યું ! પોતાનો કક્કો ખરો કરો છો પણ જમાનો આગળ વધ્યો છે સમજ્યા ?! માટે સ્ત્રીશક્તિને સન્માનો. સમજ્યા ?!

**પોપટ :**–સન્માનું ?! આર્યદેશ સન્નારીનો હું પૂજક છું.

**દિપાવી દેહ નિર્મળ વસ્ત્રે અલંકારો ધરી સાદા**
**મનોહર સત્ય શબ્દોમાં શોભાવે મુખની ભાષા,**
**અંતરના પ્રેમની ઉર્મી સદા નિઃસ્વાર્થ આપે છે**
**પરિતાપો બધા દિલના સમાવી શાન્તિ સ્થાપે તે.**
**મંગળરત્નો મઢી મોંઘા શીયળ કંકણ ધર્યાં કરમાં**
**હૃદયની શુભ વૃત્તિથી અચળ રહે સર્વ અવસરમાં;**
**ભણેલી હો ! અભણ હો! પણ ભણેલી સ્નેહશાળા જે,**
**પ્રતાપિ હિંદની લક્ષ્મી અનુપમ આર્ય બાળા છે.**
**સમજ્યાં ?!!**

**મેના :**–બસ! જ્યાં વિચારોનોજ મેળ નથી ત્યાં સંસાર નભવો મુશ્કેલ છે; માટે–ધારાસભામાં વૉટ મેળવી જઈ 'ઇન્ડિયા ડાયવૉર્સ એક્ટ પસાર કરવો પડશે સમજ્યા ?!

**પોપટ :**–તે તો એકદમ પસાર થશે કારણ કે હિંદમાં ઘરેઘર ધણી ધણીઆણી વચ્ચે સાઠમારી ઉડે તેમાં બ્રિટ-

નને શું સ્નાન સૂતક છે?! જોયું! જીવતી જાગતી દેવિઓ આ-હા!!

**મેના** :-મી. પોપટલાલ! ભાયડાઓને બે વખત પરણુવાનો શું પટ્ટો મળ્યો છે કે?! પુરૂષ રાંડેલો કે માંડેલો એક વખત કે અનેક વખત પરણે, ત્યારે બાયડી બિચારી નસીબ ઉપર નીસાસા નાંખે; ધર્મના બ્હાના નીચે અનેક અબળાઓની ઉગતી-આશાઓ છૂંદાઈ જાય છે, તોય પણ ત્હમારી જીદ જતી નથી અને બુદ્ધિ સુધરતી નથી. સમજ્યા?!

**પોપટ** :-મેના સુંદરી! ત્હમે પ્રથમ સુધરો અને પછી જ સમાજ સુધારો બોલો! અમારામાં શું ખામી છે?! કે ત્હમે આમ બદનામી કરો છો?! બોલો?

**મેના** :-ત્હમે અમારાં સુખનાં સાધનો કયાં પુરાં પાડો છો, બોય નથી, બંગલો નથી, નોકર નથી, ચાકર નથી, મોટર નથી, બાગ નથી, બગીચા નથી, રંગ નથી, રાગ નથી. નાટક નથી; ચેટક નથી, સીનેમા નથી, નટી નથી, મસુરી નથી, મહાબલેશ્વર નથી, નથી-નથી તે નથીજ સમજ્યા ?!

**પોપટ** :-મેના સુંદરી! શક્તિ પ્રમાણે ભક્તિ તો કરૂં છું. તો પણ ત્હમારી તૃષ્ણાની બિમારી અસાધ્ય છે. સમજ્યાં?!

**મેના** :-મી. પોપટલાલ! જાવ! ત્હમારાથી બાયડીનું પુરૂં નહિ પડે, બાયડી પાલવવી એ હાથી પાલવવા

બરાબર છે માટે જાવ ! એકલા જ રળી ખાવ ! હું ત્હમને જોઇનેજ મુગાઉ છું સમજ્યા ?!

પોપટ :–વ્હા ! વ્હા ! મ્હને જોઈને મુગાવ છો તો ત્હમને સુંઘશે કોણ ?! સમજ્યાં ?!

વધે જેની કિર્તિ પરિમલ બની સુખ કરતી,
ઠરીઠારે નિત્યે હૃદયમણી વિણા રસભરી;
નિતિ સૂત્રોમાંથી રસીક રસ વિદ્યા મન ધરી,
રમે રામા નિત્યે સુખદ્ પતિ સાથે પ્રિય બની.

મેના :–પ્હેલો પૈસો પછી પ્રેમ ! સમજ્યા ! મી. પોપટલાલ ?! દામ કરે કામ અને બીબી કરે સલામ સમજ્યા ! મી. પોપટલાલ ?!

પોપટ :–પૈસા ને માટે પાપ, એ કોઈ કાળે નહિ થાય માફ ! પ્રેમને પૈસાની પરવા નથી. માટે સાદુ જીવન ! સાદુ ભોજન ! સાદીરીત ! સાદી ભાત ! એમાંજ આપણે સુજાત !

કપાળે કંકુનું મધુર સુખ શોભા તિલક જે,
વિસારી વ્હેમોમાં નવિન રીત ધારી દીલ તમે!
પ્રિતિના પાત્રોની મધુર રચના મોહથી તજી,
નકામા ચાળાંમાં રસીક રસ શોખી બનીઠની;

**હરાયા ઢોરની માફક ફરીને શું ત્હમે ફાવો;**
**સુખેથી સ્નેહને પુંજો અને લ્યો લોકમાં લ્હાવો.**

**મેના :**—જાવ મી. પોપટલાલ! હવે હું કંટાળી, હારી, થાકી છું, મ્હને ચાનો ટાઇમ થયો, (ઘડીયાળ જોઇને) હું બહુ વેઈટ થઈ, મ્હારે બ્રેડલો હોલની સભામાં બોલવાનું ભાષણ ગોઠવવાનું છે ટપાલ લખવાની છે, બેથીંગ કરવાનું છે, માટે તમે છુટ્ટા છો.! [જાય છે]

**પોપટ :**—આ સ્વરાજની અઠંગ ઉઠાવગીર ભકતાણી! સમજ્યા ? !

કવિતા.

**હતૂભાગ્ય હિંદ! ઓ તારૂં! જ્યાં આવું બીયાબારૂં!**
**ઘર વેચીને તિર્થ કરતાં દીવા પાછળ અંધારૂં.**
**ભણી–ગણીને ભવ બગડે તો એમાં ફળ શું સારૂં!!!**
**દંપત્તિ દિલમાં સ્નેહ અભાવે દેશ હિતનું દેવાળું,**
**અબળાનું અંતર ઉલટે તો આકાશ આશાનું કાળું!!!**



## પ્રવેશ ત્રીજો



પુષ્પિત્ સરકલમાં કમળા, સખીઓ. અને પીધેલો રમાનાથ.

કવિતા

કમળાઃ—

આ બગીચો ખિલ્યો પૂર બ્હાર !!
જ્યાં જુઓ ત્યાં ઝાકઝમાળ—આ૦

ગુણવંતાં આ ગુલાબ ખીલ્યાં,
વિલાયતિ તો પડી ગયાં વીલાં.
સુગંધી ભારતમાં ભરપુર
બ્રિટનમાં તો નહિ કંઇ નૂર—આ૦

ચંબેલી તો માગે માન,
આર્ય દેશને દે સન્માન.
મઘમઘતા મોગરામાં મન,
ભમરી ભમતી વળી ઉપવન;
સોધે સૂગંધીનો શુભ સાર,
બ્રિટન પુષ્પનો કર બહિષ્કાર—આ૦

**૧ સખી :**—સખી કમળા કહે તો ખરી કે આજકાલ અભ્યાસમાં તું ઉદાસિન્ કેમ દેખાય છે ?

**૨ સખી :**—એ તો એમજ તો આંખો પુસ્તકમાં અને જીગર જોબનમાં. એટલે પછી અભ્યાસમાં રસિયાનીજ ઝંખના.

**૩ સખી :**—ગણીતમાં દિવસો ગણાતા હશે કે હવે કયારે અમૃત ચોઘડીયું આવે અને હૃદય-મૂર્તિનો મેળાપ કરાવે!

**૪ સખી :**—ઈતિહાસને હાથમાં લેતાંજ કંથની રસિક કથા યાદ આવે એટલે પછી ઈતિહાસ શું રસ ઉપજાવે! સખી !

**૫ સખી :**—ભાવનાની રૂપરેષાની ભૂગોળ ભણાય ત્યાં પછી પૃથ્વિના ગોળાનો ભાવ કોણ પૂછે ?!

**૬ સખી :**—પાઠ એટલે પ્રેમના પાઠ એટલેજ આખો દિવસ અભ્યાસમાં ઉદાસ.

**કમળા :**—કોણ જાણે? મ્હને કંઈજ ખબર નથી એ ઉદાસીનો શું ઉપાય ? ! સખી !

**૭ સખી :**—સાઈન્સનો પ્રયોગ.

**કમળા :**—એમાં શું ?

**૮ સખી :**—એક સાથે બીજાનું એકીકરણ !

**કમળા :**—એ કેમ ?

**૯ સખી :**—હૃદયની સાથે હૃદયની ઐકયતા.

**૧૮ સખી :**-અને એથીજ સંસારસુખનો સૂર્યોદય !

**કમળા :**-હા ! એમજ જૂઓ સાંભળો ! અને સ્તવો !

ગરબો

**અમને રાસ જોયાના બહુ કોડરે**
**કોડ અમારા પૂરા કરો**
**અમારી ભાવનામાં ભક્તિ ત્હમારી ભરો**
**એક આજીજી આ અંતરમાં ધરો**
**મધુરા માનની મીજબાની હૃદયથી કરો-કોડ૦**
**હજુર હુકમ ઉઠાવવા ઉભી જોડી હાથ**
**અલગી કરીને વાંસળી મીઠી માંડો વાત-**
**અમે વાંસળીના કરતાં વધારે રીઝાવીશું!**
**અમે ભોગીઓની થાળ જોગીને ધરાવીશું!**
**પછી પવિત્ર કરીશું જીવનનો ઝરો-કોડ૦**

**પીધેલો રમાનાથ :**-(પ્રવેશ કરે છે) ત્હમે બધી બાળાઓ છો કે ? બલાઓ છો ?! હું રમાનાથ ! એકશો નંબર વનનો પરમ પવિત્ર ઉપાસક ! હું પીધેલો ! બોમ્બે યુનીવરસીટીનો બી. એ. વીથ ઓનર્સ, હું અભ્યાસનો એક્કો ! શોખની હૂરી ! પ્રેમનો તાજ વિનાનો મહારાજા ! પરંતુ ત્હમારા માનનો ખાસ ભૂખ્યો ડાંસ !

**કમળા** :-રમાનાથ ! એકડેએકથી માંડીને માસ્ટર ઓફ આર્ટસ સૂધીનાં પાનાં જૂઓ કે :-માન કદાપિ માગે મળે છે કે ?!

**રમાનાથ** :-હા બેલાશક ! પ્રાયવેટમાં માનની માગણી કરવી પડે છે તે સિવાય આપ અભ્યાસિનિઓને ખબર શી રીતે પડે ? પબ્લીકમાં માન એની મેળેજ મળે છે !

**સખીઓ** :-ચંપલનું.

**કમળા** :-આમ એકાએક હૂમલો લાવો એજ હલકાશ અને એજ ત્હમારા ભેજા વગરનો જૂઠ્ઠો અભ્યાસ !

**રમાનાથ** :-શું આ ઘાતકી હુમલો છે કે ?

**કમળા** :-ઝેરી ! શબ્દ ઝેરી ! આંખો ઝેરી ! હૃદય ઝેરી ! એટલે આકૃત્તિ ઝેરી ! એજ સમાજના વૈરી !

**રમાનાથ** :-કમળા ! ત્હારો ધણી નૉન મેટ્રીક ! હું બી. એ. મ્હારી લાયકાત ! મ્હારું પોઝીશન ! હા!

**કમળા** :-નૉન મેટ્રીક, મેટ્રીક, કે બી. એ. બારીસ્ટર કે સોલીસીટર, સ્નેહના અભ્યાસીને ડીગ્રિની દરકાર નથી.

**રમાનાથ** :-નૉલેજ વિનાનો માણુસ સ્નેહમાં નિષ્ફળ નિવડે છે.

**કમળા** :-સ્નેહ આત્મામાંથી ઉદ્ભવે છે. નૉલેજ મનનાં કારણુ છે. સ્નેહ સ્વયંભૂ છે નૉલેજ મનોન્મય છે.

બનાવટી છે તે નક્ટ છે પણ વ્હાલાના સ્નેહની તો જ્યાં અને ત્યાં વટ છે એજ મ્હારા હૃદયની ચોખવટ છે.

**રમાનાથ :**–કમળા ! હું રમાનાથ, બૉમ્બે યુનિવરસિટીનો બેચેલર ઓફ આર્ટસ, ગર્ભશ્રીમંતનો બાપકમાઇ ઉપર તાગડધીન્ના કરનારો એકનો એક બેટો ! ત્હારી પાસે—ત્હારા જીગરની પાસે—ત્હારા સૌંદર્યની પાસે પ્રેમની ભીક્ષા માગે છે–યાચે છે. **भिक्षांन्नदेही** ॥

**કમળા :**–રમાનાથ ! કોઈ દિવસ ભીખનાં હાંલ્લાં સીંકે ચઢતાં નથી, પ્રેમનાં વેદીયાં હરાયાં ઢોર પ્રેમને પાત્ર નિવડતાંજ નથી; માટે જાવ શીયળના ઉન્નત ગગનમાં અયોગ્ય આશાફૂલને માટે નિષ્ફળ ફાંફાં ના મારશો.

**રમાનાથ :**–વિદ્વાન બાળા ! ત્હારો ધણી પ્રભાકર ફેઇલ થયો.

**કમળા :**–તેની ફીકર નહિ ! અભણ માનવી પણ મ્હારો ધણી છેને ? એજ મ્હારો હૈયાનો હાર છે. હું એની તાબેદાર છું.

**રમાનાથ :**–પણ એની પાસે પૈસો નથી.

**કમળા :**–પૈસા ? પૈસા એ પાપની પ્રાથમિક ભૂમિકા છે હાથનો મેલ છે ! અસ્થિર છે. કંગાલ છે. પ્રભૂએ દાંત આપ્યા છે તો ચાવણુ એજ આપશે. દેહ દીધો છે

તો વસ્ત્ર એજ હશે. પછી મ્હને વિપરીત ભાવનામાં તો મોહજ નથી.

**રમાનાથ** :–એ ભટકેલ છે.

**કમળા** :–તો હું ભક્તિભાવ વડે ઠરેલ બનાવીશ.

**રમાનાથ** :–કમળા ! માઈન્ડવૅલ ! હું રમાનાથ ! મ્હારું પોઝીશન કોણ ?!

**કમળા** :–આપનું પોઝીશન હેમ.

ટેબ્લો

–જ્વલંત અટ્ટહાસ્ય–



# અંક ૧ લો



**પ્રવેશ** ૪ થો. **સ્થળ :**—પ્રભાકર એકાન્તમાં.

**પાત્રો :**—કમળા અને પ્રભાકર.

**પ્રભાકર :**-(સ્વગત) મેટ્રીક ફેઈલ થયો. આશાનું પરીણામ એકાએક અવળું આવ્યું ! માટે શું મોઢું બતાવું ?! સમાજમાં—સંસારમાં—માટે હે પ્રભુ ! આ પોઈઝન પી લેઉ છું અને ત્હારૂંજ શરણુ લેઉં છું.

**કુમળા :**-હાં ! હાં ! હાં ! આ શું કરો છો ?!

**પ્રભાકર :**-આબરૂનું ઔષધ !

**કુમળા :**-પણ આ છે શું ?!

**પ્રભાકર :**-પોઈઝન !

**કુમળા :**-અરરર ! પોઈઝન ? હાય ! હાય ! અમારી શું દશા થાય ? કહો ! કહો ! આ દાસીની ! આ નીરાધાર અબળાની ! આ વૃક્ષ વિનાની વેલીની શું દશા થાય ?

**પ્રભાકર**:–કમળા! હવે આ ચાલુ જમાનામાં સ્ત્રીઓની દશા માટે કાંઈપણ ચિંતાનું કારણજ નથી. વિધવાઓને પૂનર્લગ્ન! સધવાઓને સ્વતંત્રતા! અને કુમારીકાઓને ચોઇસ મેરેજની છુટ છે. તેને માટે નથી કાંઇ ટીકા કે નથી કાંઇ દોષ! માટે આપને શાને માટે કરવો પડે છે આટલો બધો અફસોસ!

**કમળા**:–પ્રભાકર! પ્રભાકર! કમળાના પ્રિય પ્રભાકર! પ્રેમની અને મોહની ભૂખ ભાગી નથી એ વિધવા ભલે પૂનર્લગ્ન માગી લે! સ્નેહને સમજી નથી એ સધવા ભલે સ્વતંત્રતા શોધી લે! પણ હું કુમારી માંગલીક ઉપચારો વડે દેવ, બ્રાહ્મણ, અગ્નિ સમક્ષ આપને પ્રત્યક્ષ વરી છું એજ મ્હારૂં તો ચોઈસમેરેજ. સત્યસંકલ્પ.

**પ્રભાકર**:–કમળા! આબરૂ વિનાનું જીવવું એ અકારૂં છે.

**કમળા**:–ત્હમે કયાં કોઇના ઘાલ્યા છે? ત્હમે કયાં નાદારી લીધી? ત્હમે કયાં કોઈની ઉપર કુદ્રષ્ટિ કીધી છે? કે ત્હમારી કિર્તિ કલંકીત થાય.

**પ્રભાકર**:–હું મેટ્રીક ફેઇલ થયો!

**કમળા**:–અહોહો! ત્હેમાં તે શું સત્યાનાશ વળી ગયું?! તુચ્છ ઇંગ્લીશ વિદ્યાની કીમત અમૂલ્ય જીવનના અંગે આંકો છો? મેટ્રીક પાસ થાવ તોપણ તેની કીમત તૂચ્છ છે. બેકારી!

**પ્રભાકર** :–પણ કમળા ! કોઇ લાઇનતો લેવી જોઇએને ?

**કમળા** :–લાઇન ?! એક પ્રભુનું નામ ! તેના ઉપર ભરૂંસો રાખો ! એ સરજનહારજ સર્વના ભલામાં રાજી છે માટે હૃદયના સદ્‌ગુણોને કેળવી–દીલથી દીલ મેળવી—

કવિતા

હૃદય સમિપે રહો રંગ રસીયા
આઠે પ્હોર ! આઠે પ્હોર !
વસંતે આંબે આવે મોર !
ચંદ્રિકા જોઇ રહે ચકોર !!
મનોજનું છે જબરૂ જોર !!!–આઠે૦

અસાડે વાદળમાં ઘનઘોર !
મોરે માંડયો શોર બકોર !!
ચોપાટે રમજો ચિત્તના ચોર !!!–આઠે૦

શિયાળે ટાઢ ચઢે ચગડોળ !
હુંફ હોય જ્યાં નવલકિશોર !!
ધણી વિનાના સૂનાં ઢોર !!!–આઠે૦

**પ્રભાકર** :–કમળા ! ચાહવું અને સહેવું એ તો પૃથ્વિ અને પત્નિનો સ્વભાવસિદ્ધ ધર્મ છે.

**કમળા** :–હા ! હા ! વ્હાલા !

કવિતા

પત્નિ સદા જગત્‌માં પ્રિય પ્રેમ વિણા,
ભક્તિ ભર્યું હૃદય તે પ્રિય હાથ આપી,
નિત્યે વસી રસિકના પ્રિત્તિ તંત્ર પાસે,
ગિતો પતિ-હૃદયની વૃત્તિ રૂપ ગાશે.

**પ્રભાકર** :–તો તું મ્હારૂં માની શકે ?

**કમળા** :–માનું ! કેમ ના માનું ?! જીવનનું સાર્થક થાય કિર્તિ-કમળની પાંખડીઓમાંથી અમૃત ઝરે, નિર્ભય શાન્તિ મળે ! જગત્‌ની પ્રાચીન સંસ્કૃત્તિ પ્રત્યક્ષ થાય પ્રસન્ન થાય અને હિંદની સ્વતંત્રતાનાં યશોગાન ગાય એજ આપની આજ્ઞા પાલનનું ગૌરવ છે.

**પ્રભાકર** :–કદાપિ હું કહું કે—તું મ્હારા મિત્રને ખુશ કર !

**કમળા** :–નિતિની મર્યાદામાં રહી મિત્રને તો શું પણ આખી આલમને રાજી રાખવી એજ રામાનો ધર્મ છે. આગમાં ચાલવાની આજ્ઞા સીતાએ પાળી, માથું આપવાની આજ્ઞા વિર ક્ષત્રિપૂત્રિએ માથે ચડાવી, હરિશ્ચંદ્રની તારામતિએ જાત વેચવાનો હુકમ બજાવ્યો; તો હું પણ તેજ પ્રાચીન પરિનાલીકાની પરીચારિકાજ છું.

**પ્રભાકર** :–કમળા ! એક મ્હારૂં કામ કરી શકે ?!

**કમળા** :-તમારૂં કામ ?! વિનંતી માં કરો હુકમ આપો ! આ કિંકરી આજ્ઞાધીનજ છે.

**પ્રભાકર** :-કમળા ! વિલાયત જવું છે, બારીસ્ટર થવું છે; તેને માટે ત્હારી મિલકતમાંથી ફક્ત ૩૫૦૦૦) પાંત્રીસ હજારજ જોઇએ.

**કમળા** :-મ્હારી મિલકત ?! મ્હારી કયાંથી ?! હું ક્યાંથી લાવી ?! એક લાખ અને એંશી હજારની મિલકત એ બધી આપનીજ. આપ મ્હારા માલીક છો એટલે સર્વસ્વ આપનુંજ છે પરંતુ તે ટ્રસ્ટીઓની સત્તામાં છે, તેથી એવી મોટી રકમની એમની મંજુરી જોઈએ.

**પ્રભાકર** :-પણુ ટ્રસ્ટી કોણુ ?

**કમળા** :-મ્હારી ઇંદિરા.

**પ્રભાકર** :-તો ચાલો તેની પાસે.

**કમળા** :-પણુ નાથ ! એ નહિ ચાલે ! ત્યાં વિલાયતી મોહમાં મૂર્ખાઓ પૈસાનું પાણી કરે છે, અને આપણા આર્યદેશની આબરૂનું લીલામ કરે છે; પૈસા ખર્ચીને આપણી આર્યસંસ્કૃતિને વેચી નાંખવી અને ગુલામી કાયમ રાખવી એ બારીસ્ટરની વિપરીત બુદ્ધિનું પરિણામ !

**પ્રભાકર** :-કમળા ! ત્હારા કરતાં પરમેશ્વરે મ્હને વધારે બુદ્ધિ આપી છે, માટે જો થાય તો સવડ કર, નહિ તો આ આત્મહત્યા આગળ આંખ આડા કાન કર.

કમળા :–જુઓ !

કવિતા

કંથ ધર્મનો પંથ સ્વીકારજો.
પરદેશીની પ્રિતિ ધીક્કારજો;
મોડું જોશો ! ને મ્હોશો તો !
ખોશો ખરેખર હિંદની હિંમત;
વિદેશી વિલાસે વિલા જો થાશો તો
ફરી જાશે આપણી કીંમત;
સુંદર પુષ્પો શોભીતાં આંજી નાખે આંખ;
ભાર રૂપ જે ભાસતાં, એથી ઉલટો ત્રાસ.
પોપટ પ્રેમ મૂખે પઢે મ્હોળી રાખી પાંખ;
પ્રેમ નહિ પણ પ્રેમની એ તો ઉડતી રાખ.

[જાય છે.]



## પ્રવેશ પાંચમો.



**સ્થળ :**—મેનાનો એકાન્તિક અવાસ.

**પાત્રો :**—મેના, નોકર, પ્રોફેસર, અને પોપટ.

**મેના :**- ઓહ! બોય! I am very busy to day (2) I have too much work to day! make haste! make haste! make haste!

**બૉય :**-[નાચે છે અને ચાળા પાડે છે]

**મેના :**-Go on! go on! you Brute!

**બૉય :**-બાઈ સાહેબ! ત્હમે બોલો છો, તે આ કાને સાંભળું છું અને આ કાને કાઢી નાખું છું.

**મેના :**-It is Tea-time. Be quick.

**બૉય :**-બંદા બોલે તો બે ખાય! તુમ બકતે હો! હમ સુનતે હૈ

**મેના :**-યુ ડેમ! બ્લડી ફુલ!

**બૉય** :–જુઓ સાહેબ ! ત્હમે બોલો છો તે હું બીલકુલ સમજતો નથી ! માટે શું જવાબ આપું ?! માટે આમ મૂર્ખાવેડા ન કરો.

**મેના** :–ત્યારે શું તું ઈંગ્લીશ જાણુતોજ નથી ?!!

**બૉય** :–જાણું છું ! માત્ર બારા સુધી !

**મેના** :–વૉટ નોન્સન્સ !

**બૉય** :–એટલે શું ?!

**મેના** :એટલે શું ?!

**બૉય** :–બાર શબ્દો ! બોલું ?! બ્રાન્ડીવીથ સોડા, ટીંવીથમીલ્ક, કોફી વીથ ક્રીમ, ચીરૂટ, સ્લેટ, પેન, બુટ, પોલીશ, કેટ, ડોગ, બંગલો ! અને બારમો શબ્દ સાંભરશે [યાદ આવશે] ત્યારે બોલીશ !

**મેના** :–હા ! હા ! [હસે છે] ઈન્ડિયા કેળવણીમાં કેટલો બધો પછાત છે ! ત્યાં પછી સ્વરાજની શું વાત છે ? બોલ તારી કઇ જાત છે ?!

**બૉય** :–બાઇસાહેબ ! હરીજન છું !

**મેના** :–તેની કાંઈ ચિંતા નહિ ! જા ! તુરત ટી એન્ડ ટીપ્રીન લાવ !

**બૉય** :–પણ સાહેબ !....પૈસા ! આજે રોકડા કાલે ઉધાર !

**મેના :**—લોજવાળાનું બીલ !? જરૂર કાલે ચુકતે ચેક આપીશું.

**બૉય :**—પણ બાઈ સાહેબ ! કાલ કાલ કરતાં ચાર મહિના ધકાવ્યા ! હવે તો હિંમત નથી ચાલતી ! હવે તો ધીરનારની ધીરજ ખુટી ગઈ છે ! જો આજ મોઢામાંથી પૈસા માટે કાલનો વાયદો નીકળશે તો લોજવાળો રોટલોજ કરી નાખશે ! માટે ત્હમે ચાલો મ્હારી સાથે !

**મેના :**—જા ! માય ! ડારલીંગ ! કાલે જરૂર બેન્કનો ચેક આપીશું.

**બૉય :**—આવા જેન્ટલમેન લોફરો બેન્કને નામે લોકોને છેતરે છે અને હાંકે રાખે છે; પરંતુ ગરીબનાં ખીસાં ખાલી તુરતજ સર્વની નજરે પડે છે. પણ બેન્કમાં મીંડુ હોય તો એ પૈસા મળવાના ક્યારે ?!!

**મેના :**—બૉય ! જા તું ઉપયોગી થા !

**બૉય :**—બાઇ સાહેબ આજે જાઉં છું. અષ્ટમ પષ્ટમ સમજાવી બેડો પાર કરૂં છું. પણ કાલે જરૂર ?!!

**મેના :**—યસ ! ઓલરાઈટ ! જો આ ચેકબુક !

**બૉય :**—પણ સાહેબ ! ચેકબુકને શું ચાટે ?!

**મેના :**—પણ તું જા !

**બૉય :**—આ ચાલ્યો—

**મેના :**—કેમ વળી પાછો ?!

**બૉય** :–હોટલવાળો તો કહે છે કે :–બાઇ સાહેબને બે દિવસ ભૂખે મરવા દો ! એટલે એનું મગજ જરા ઠેકાણે આવે !

**મેના** :–યુ બેવકુફ ! * *

**બૉય** :–પણ મ્હારે શું છે ?!

**મેના** :–ગેટઆઉટ [૩] યુ બ્રુટ ! હેવસમમૅનર !!

**બૉય** :–બાઈસાહેબ ! પાડા વાંકે પખાલીને ડાંમ તે આનુંજ નામ !

**મેના** :–બૉય ! જો ! થોડા દિવસમાં ત્હને બહુજ સારૂં પ્રાઈઝ મળશે ! દુનિયાનું નૉબલ પ્રાઈઝ !!!

**બૉય** :–પણ બાઈસાહેબ ! હું કદાચ માનું ! ધારો કે માનું ! પણ હોટલવાળો કેમ માને ?! કારણ કેઃ–જ્યાં આપણા વાયદાજ જુઠા ! ત્યાં પછી આપણા ઈંગ્રેજી ભણતરનું વજન શું ?! જેની જબાન એક, તેનોજ ઇશ્વર રાખે ટેક, પછી તો બાઈસાહેબ ! આ પેટ કરાવે વેઠ ! તેથી જાઉં છું અને તગ્દીર અજમાવું છું—

**પ્રોફેસર** :–[પ્રવેશ કરીને] ઓ યસ ! મીસ મેના તે આપજ કે ?!

**પોપટ** :–[પ્રવેશ કરીને સ્વગત] જોયું ? આ પોઝીશન !! આ હૈયાફુટો આ મારી બાયડીને મીસ મેના માને છે ! આનું નામ તે પોઝીશન ઢેમ !

મેના :–આર યુ રમાનાથ ?! Are you Ramanath?!

પોપટ :–[સ્વગત] રાંડે રમાનાથને ડોળામાં ઘાલ્યો લાગે છે. રમાનાથ માલદાર ! અને આ બાઇ કડકાં ! એટલે જો રમાનાથ ભીંસમાં આવે તો આ બાઈને સહેલાઈથી સ્વરાજ લેતાં ફાવે.

પ્રોફેસર :–રમાનાથ ? ! કેમ ! રમાનાથ ? ! Ramanath is a man cf bad character !

મેના :–And you ? !

પ્રોફેસર :–I am a Professor !

મેના :–Oh ! well Professor ! I am glad to see you !

પ્રોફેસર :–Can you hear me please !

મેના :–Oh yes ! Why not ? ! Its my duty to hear you !

પ્રોફેસર :–In Bombay Times !

મેના :–There is a notice !

પ્રોફેસર :–And I saw it !

મેના :–It concerns me !

પ્રોફેસર :–I am one of them.

મેના :–Oh ! very well ! બોય !

**બોય** :–બાઇ સાહેબ!

**મેના** :–મી. પ્રોફેસર! એક પાંચ રૂપીઆ છુટ્ટા આપોને!

**પ્રોફેસર** :–'મ્હારી પાસે દસની નોટ છે.'

**મેના** :–That will do my dear!

બોય! લે! જા! તૈયાર કર!

**બોય** !–સારૂં! બાઈ સાહેબ!

**મેના**!–વેલ! મી! પ્રોફેસર! આપ મેરીડ કે અનમેરીડ.

**પ્રોફેસર** !–નોટ મેરીડ!

**પોપટ** :–જોયો! આ બબુચક! બાયડી બત્રીસ વરસની બારણામાં ફરે છે, અને સૂવરનો બચ્ચો બોલે છે કે–કુંવારો છું! મારો સાળો લુચ્ચો!

(રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ડ્રીંકીંગ)

**પોપટ** :–[સ્વગત] ઘરમાં દારૂ ઢીંચીને બ્હાર બહીષ્કારની વાતો બોલનારાં આ પુતળાં જોયાં ?! આનું નામ તે પોઝીશન ઢેમ !!

**પ્રોફેસર** :–Well miss Mena one kiss.

**મેના** :–Oh yes! worths one hundred!

**પ્રોફેસર** :–Take this cheque!

**પોપટ** :–ધક્કા બેન્કનો!

**(પ્રોફેસર મેનાને ચુંબન કરવા જાય છે)**

પોપટ :-[પ્રત્યક્ષ થઈને] સબુર! આ મ્હારી પરણેતર બાયડીને બગાડવાનો સાહેબ! ત્હમને બીલકુલ અધીકારજ નથી.

પ્રોફેસર :-Who is he?

મેના :-I don't know him. He seems to be mad!

પ્રોફેસર :-Hand him over to the Police!

મેના :-Police! Police! Police!

પોપટ :-પોલીસ! પોલીસ! શું કરો છો? જરા આંખની તો શરમ રાખો! આખરે હુંજ કામનો છું!

મેના :-બસ! બેવકુફ! ઢેમ! બ્લડી ફુલ! [જાય છે]

પોપટ અને બૉય :-કવિતા

દૂર્ભાગી દેશમાં દાવાનળ સળગ્યો!
અમૃતને ઉકરડે ઢોળી વિષ પિવા વળગ્યો!!

ચકવા ચકવી સરખાં પંખી પ્રેમ પરસ્પર જાણે છે,
જંગલમાં મંગલ સુખ માની મોજમજા બહુ માણે છે,
હેતનો દીવો હિંદદેશમાં ઘરઘર પ્રગટશે દંપતિમાં
અન્ય દેશથી આગળ પડશે હિંદ ખરેખર સંપત્તિમાં



## પ્રવેશ ૬ઠ્ઠો.

**સ્થળ :**—ઇન્દિરાનો બંગલો.

**પાત્રો :**—ઇદિરા; કમળા; પ્રભાકર.

**ઇન્દિરા :**-શું કરૂં ? ! કેટલાક પ્રશ્નો હૃદયમાં ઉદ્ભવે છે, તે બાબત કોને પૂછું ?! [પુસ્તક લેઇને] :—પુસ્તકને જ પુછુ, એટલે એ જ જવાબ-દિલાસો દેશે; જગતની જંજાળમાં જીવ જરા નારાજ હોય, દીલમાં બેચેની હોય! તેમાં ખરેખર અમુલ્ય આશ્વાસન આ પુસ્તક જ છે. અરે ! અમૃત આકાશવાણી જ છે.

એકાન્તમાં નિર્દોષ આનંદ ! દિલને વાસનાના કલુષિત પ્રસંગમાંથી મુક્તિ! હૃદયમાં બળ અને મગજમાં અપૂર્વ શાન્તિનું પોશક આ પુસ્તક! ત્હારી આગળ હજારો હિરા પણ તૂચ્છ છે.

કવિતા

**મૂગ્ધા સ્નેહભરી જૂએ ગગનમાં વ્હાલી સખી ચંદ્રિકા**
**એ ઉગી મૂજ સ્નેહ-ચંદ્ર-રજની સ્વામી તણી સારિકા;**

**કાયા થાળ સૂવર્ણમાં મનમુકી મોતીભર્યાં માનનાં,**
**પૂષ્પો શબ્દ સુગંધીથી મધુરતા મોંઘી કરી ગાનમાં,**
**હેતે ચંદ્ર વધાવતી હસમુખી શોભાવતી સુંદરી,**
**આશા અમૃત યુગ યોગ ગણતી અર્ધિઘડી બાવરી.**

**કમળા** :–[પ્રવેશ કરીને] હું પછી શું ?!

**ઇન્દિરા** :-પછી ?! પછી સખી !

**કમળા** :–એટલે શું ?

**ઇંદિરા** :–એક આ પુસ્તક અને બીજી તું !

**કમળા** :–પુસ્તક તો જાણે ઠીક ! પણ હું કેમ ?!

**ઇંદિરા** :–સખી ! અધિકાર પ્રમાણે પુસ્તક પરવડે, તેમાંથી નર્યો એકાન્તીક આનંદ નજરે ચડે ! એ નિર્દોષ આનંદથી હૃદય ધરાઈ જાય ! ત્યારે પુસ્તકમાં જીવ ન પરોવાય ! એટલે હૃદય, હૃદયની સખી યાચે, માટે જ આ એક પુસ્તક અને બીજી તું સખી !

**કમળા** :—ઇન્દિરા ! શું હું એટલી બધી ત્હારી કૃપાને પાત્ર છું કે ?!

**ઇંદિરા** :—કમળા ! સ્વભાવનું સંમેલન એજ એક જીવ બનવાનું સાધન અને એથી જ સંઘબળની સ્થાપના, સંઘબળ પરિપકવ બને એજ રાષ્ટિય બળ અને એનું ફળ એજ સ્વરાજ.

## કવિતા

**સ્વદેશ સેવા સમજુ સમજે માતૃભૂમિનું રાખે માન,**
**દેશની આબરૂ અર્થે અહર્નિશ અંતરમાં ચળકે અભિમાન**
**આર્યબાળાની પતિ ભક્તિનાં નૂર ઘરોઘર ચળકશે,**
**સ્વતંત્ર ભારત સર્જન શક્તિ પૃથ્વી ઉપર પ્રગટશે,**
**સનમાન સુંદરી પામી સ્વામીનું દેશ ઉજ્જવલ કરશે,**
**કૃપાદ્રષ્ટિ કુદરતની નક્કી હિંદ દેશ પર ઉતરશે.**

કમળા :—ઇન્દિરા! ત્હારા અને મ્હારા સ્વભાવનું સંમેલન સ્વતઃ સીદ્ધ છે! કહે! હવે આપણે કયું સર્જનસર્જીશું ?!

ઇંદિરા :—સ્વતંત્ર ભારત! હિંદની આઝાદી! દેશની આબાદી અને સ્વરાજ્યની સિદ્ધિ એજ આપણા શિયળની સમૃદ્ધિ છે. સ્વાર્થમાં અંધ બનેલા શ્રીમંતો, પરાશ્રયી ગરીબોના પેટ ઉપર પાટુ મારી પેટે પાટા બંધાવી પરાણે વેઠ કરાવે છે; પરિશ્રમના પરિણામે પરસેવાનાં ટીંપાં પડે છે; તો પણ પામરોને પેટ પુરતુ પોષણ નથી પરવડતું. આપણો દેશ કંગાલ કેદી બની દુઃખી અવસ્થામાં છેલ્લા નિશ્વાસ નાંખે છે, ત્યારે આપણે મોટરોના કારમા કકળાટમાં મ્હાલી લોક લાગણી પ્રત્યે નિરવિકલ્પ સમાધિ લીધી છે. ગરીબોની ઝુંપડીમાં કંગાળ કોળીયાની મારામારી છે. ત્યારે આપણે ભાવતાં ભોજનની તૈયારી છે. દેશની પ્રત્યેક

વ્યક્તિઓનાં પૂરાં પેટ ભરાય ત્યારેજ આપણાથી જમણુ જમાય, દેશ સંતોષિ બને ત્યારેજ આપણા વૈભવની કિંમત વધે. અને એજ આપણું અનૂંપમ ચારિત્ર!

**કમળા :**—ઈન્દિરા! ત્હારા જેવીજ દયાની દેવીઓ દેશને સુધારે છે, અને પૃથ્વી ઉપર પુણ્ય વધારે છે.

**ઈન્દિરા :**—કમળા! આપણી નિતિ રચનાત્મક હોવી જોઈએ.

**કમળા :**—બરાબર છે, પણ હું વચ્ચે બીજી બાબત બોલવા માગું છું.

**ઇન્દિરા :**—બેલાશક!

**કમળા :**—મ્હારા પતિ મેટ્રીક ફેઇલ થયા.

**ઇન્દિરા :**—કમળા! હિંદમાં બેકારી વધારનારીજ અંગ્રેજી વિદ્યા છે. ભરતખંડનો ભયંકર ભૂખમરો એનેજ આભારી છે એમાં હર્ષશોકનું યત્કિંચિત્ પણ કારણ નથી.

**કમળા :**—પરંતુ તેમને તો વિલાયત જવું છે, અને બારીસ્ટર થવું છે.

**ઈન્દિરા :**—બારીસ્ટર! બ્રીફલેસ બારીસ્ટર! બારીસ્ટરો, વકીલો, એડવોકેટો, સોલીસીટરો, ડોકટરો, દેશમાં અસીલો ઉપજાવે છે અને પછી સપડાવે છે. અને ગુલામી ખત ઉપર સહી મુકાવે છે. ધોળે દીવસે આબાદ કાતર મુકીને ધંધો ધમધોકાર ચલાવે છે. કજીયાના કારખાનાના

એ કુશળ કારીગરો વાંકુચુકુ વ્હેરી નાંખતાં બીલકુલ વિચારતાજ નથી, એટલે એ પાપને વ્હોરવાની વાતજ જવા દે !

**કમળા** :–હું તો માનું છું ! પણ એ નથી માનતા!

**ઇન્દિરા** :–ધણીને હાથમાં લેવો, પછી પ્રેમનું અમૃત પાવું શૃંગારની અજબ સુગંધીમાં તરબોળ કરી દીલ ભમરાને આપણા હ્રદય કમળમાં બીડી દેવો. પછી પતિવૃત્તનું પાણી સીંચી તેને પ્રફુલ્લ રાખવો, પછી જીતી લેવો એટલે એ આપણું વ્યાજબીપણું જરૂર માને અને સ્ત્રીસ્વાતંત્ર્યને જરૂર સન્માનેજ !

**કમળા** :–મ્હારી બુદ્ધિના બધા દાવ અજમાવી ચુકી છું અને હવે ત્હારી સલાહના નાવમાં બેઠી છું. માટે તું તારે કે મારે !

**ઇન્દિરા** :–એમ હિંમત હારીશ નહિ.

(પ્રભાકર પ્રવેશ કરે છે)

**ઇન્દિરા** :–કેમ ? પ્રભાકર ! કુશળ તો છોને ?

**પ્રભાકર** :–દેવી ! આપના પૂણ્યપ્રભાવે બધું ઠીક છે.

**ઇન્દિરા** :–અમારા પૂણ્યપ્રભાવને આપના હ્રદયમાં સ્થાન છે કે કેમ? અમારા ગરીબ ગૌરવનો આપના દિલમાં હિસાબ છે કે નહિ ?! અમારી ગાંડી ઘેલી ભાવનાને આપ સન્માનો છો કે કેમ ? અમારી લૂખી સૂકી સ્નેહની રોટીને આપ

સત્કારશો કે ?! અમારા પ્રરાશ્રયી જીવનને આપ સન્માનશો કે ?!

**પ્રભાકર** :—આમ શું બોલો છો ?! દેવિ ! ભારતની કિર્તિની સજીવન મૂર્તિ આપ છો, આપના ચર્ણકમળમાં અમારાં મસ્તક કમળો ચડે છે, અને એથીજ આખા બ્રહ્માંડમાં માતૃભૂમિની મહત્તાના પડઘા પડે છે; આપના આશિર્વાદમાં આશ્વાસન છે, આપના નિશ્વાસમાં નિકંદન છે; આપનો પ્રેમ પૂણ્યનું પ્રબળ પરિણામ છે. માટે હે ભારતની ભાગ્યવિધાતા ! આપને જીગરના પ્રણામ છે.

**ઇન્દિરા** :—ભાઈ ! પ્રભાકર ! આપ બહુ સારૂં બોલ્યા ! હવે તે પ્રમાણે આપ વર્તી બતાવશો કે ?!

**પ્રભાર** :—બેલાશક !

**ઇન્દિરા** :—તો ભાઈ પ્રભાકર ! વિલાયતનો વિચાર માંડી વાળો ! ૩૫૦૦૦) રૂપીઆ ખર્ચી, દેશની એવડી મોટી રકમની પરદેશમાં હોળી કરી, ભેજામાં બારીસ્ટરની રાખોડી ભરી, દેશને દૂર્ભાગ્યની કક્ષાએ પહોંચાડનારી મનોદશા મહેરબાનીની રાહે મુલતવી રાખો, અને એટલુંજ ધન, ગરીબોની ઝોળીમાં નાંખો એ લોકો શારીરીક તાલીમ લેશે તો દીલના આશીર્વાદ દેશે, દેશનું ધન દેશમાં રહેશે તોજ લોકો તમને સાચા બારીસ્ટર કહેશે, એ નિર્વિવાદ છે.

**પ્રભાકર** :—બેન ઈન્દિરા ! હિરે હિરાથીજ કપાય છે, લોઢું લોઢાથીજ છેદાય છે; દીવો દીવાથીજ અંજાય છે, તેમ પરદેશી અનુભવથીજ દેશ આઝાદ થાય છે. આબાદ થાય છે. એવા અનુંભવીના વરદ હસ્તે પરદેશી કળા દેશમાં સંગીન પાયો નાંખે, અને કારીગરી ક્રિયમાણમાં મૂકે, એટલે એની મેળેજ પરદેશનો સંબંધ વછુટે; એજ હિંદ આબાદ! અને આઝાદ !

**ઈન્દિરા** :—પરદેશી કારીગરીને બ્હાને પરદેશમાં પ્હોંચનારા, પરદેશી બાળક બની જાય છે; અને પાછળથી દેશના ઉદયમાં દ્રોહ કરે છે; અને એથીજ દુનિયાં ડરે છે.

**પ્રભાકર** :–ઇન્દિરા બે'ન જેનું દિલ સાફ છે, તેને ભૂગોળમાં બધે ઈન્સાફ છે. બેઘડી દિલને બ્હેકાવનારી કળા અમારે દિલ હરામ છે. માતૃભૂમિમાં જન્મ લીધો, અને એનીજ સેવામાં દેહ અર્પણ કીધો, એટલે પરદેશી તાલીમ લેવી, અને દેશની આઝાદીમાં ઉપયોગમાં લેવી! એજ મુદ્દો મુદ્દામ છે.

**ઈન્દિરા** :–તો ભલે ! ભગવત્ આપનું ભલું કરો.

* * *

(સોન ટ્રાન્સફર)

કવિતા

ક્રમણા :-

મંગળ-કિર્તિ વ્હાલા વરજો,
દેશનું કલ્યાણ દીલથી કરજો—
કાગળ લખજો—
ભારતના ભાવી બંધારણ બાબત.
આર્યદેશના પુષ્પને આલીંગન આપો પ્રભુ,
વિશ્વાસે ચાલે વ્હાણ તો સંસારમાં સારૂં બધું.

રેખલો

ફૂલ-હાર



અંક ૧ લો પુરો

## —અંક બીજાની પ્રવેશવાર ટુંકી વિગત—



**પ્રવેશ**—પ્હેલો. **સ્થળ**—રમાનાથ કલબ.

**પાત્રો**—રમાનાથ. ગુણસુંદરી. પોપટ.

રમાનાથ કુટીલ કર્મના કાવાદાવા કરવાની પ્રવૃત્તિના વિચારમાં પડયો છે પોતાનાં માબાપે કુળાચાર પ્રમાણે પસંદ કરેલી કન્યા પ્રત્યે ઉપેક્ષા કરી, ઈન્દિરા, કમળા, કે મેનાને મેળવવા કેળવાએલી બુદ્ધિને કામે લગાડવાની કોષીશ કરે છે. પ્રોફેસરની ધર્મપત્નિ ગુણસુંદરીને પ્રોફેસર નીખરી હકીકતથી વાકેફ કરી પોતાનો રસ્તો સાફ કરવાની કળા અજમાવી જુએ છે, પણ અન્તે લાચાર, કારણ કે ગુણસુંદરીના આચારમાં રમાનાથના વિચાર નિષ્ફળ નિવડે છે એટલે ચાટ પડે છે અને પોપટ આ પંડીતોના પોલ ઉપર અફસોસ કરે છે.

**પ્રવેશ**-બીજો. **સ્થળ**-લંડનમાં રોયલ પાર્ક.

**પાત્રો**-કૃષ્ણ, ફ્લોરેન્સ, અને પ્રભાકર.

અહિંના એક પબ્લીક પાર્કમાં એકાન્તીક સ્થળ પર કૃષ્ણ કુમાર પોતાની પત્નિ ઇંદિરાના પત્રો ઉપર વિચાર કરે છે. બ્રિટન અને હિંદની આબોહવા, લક્ષ્મી અને લીલા વ્હેવાર અને વિહાર, એવા એવા અનેક પ્રકારના તરંગોમાં તદ્રુપ બનેલો છે. એવામાં ફ્લોરેન્સ નામની એક ઇંગ્લીશ કુમારીકા આવે છે. ઈન્ડિયા પૈસાપાત્ર પ્રદેશ છે. લોકો લાલચુ છે અને એકાએક વિહારની નૌકામાં કુદી પડે તેવા છે. માટે પૈસા પ્રાપ્ત કરવાની મુરાદ એકાએક બર આવે છે. એવો અભ્યાસ કરી ચુકેલી કુમારીકા ફ્લોરેન્સ કૃષ્ણકુમારને તપાસી જુએ છે, પણ કંઈ સાર નહિ જોવાથી આસપાસ ફરવાનું જારી :રાખે છે. વિલાયતના વાતાવરણમાં વિલાયતી બની ગયેલો કમળાનો પતિ પ્રભાકર, કમળાની તમામ મિલકતને ઇન્ડિયામાંથી મંગાવી બ્રિટનમાં અમન ચમનમાં ઉડાવી રહ્યો છે. કમળા ઇન્ડિયામાં ભીખારી બની છે, હવે તેની પાસે કંઈજ નથી એટલે ત્હેની નિર્દોષ છબીને આ નાદાન શુટ કરે છે. ઈન્ડિયાને બરાબર ચુસી લેઇ તવંગર બનેલા બ્રિટનની ભૂમિ ઉપર પત્નિ-દ્રોહી ગુલામ બીજું શું કરે અંતે ફ્લોરેન્સના ફંદામાં ફસાય છે. તેના માટે કૃષ્ણ કુમાર અફસોસ કરે છે.

**ઇંગ્લીશડેન્સ**

(ટેબ્લો)

**પ્રવેશ :**—ત્રીજો. **સ્થળ :**—કમળાની પર્ણકુટી.

**પાત્રો :**—કમળા, રમાનાથ અને પોપટ.

ભારતભૂમિની માટીમાંથી બનેલી કમળા, વ્યષ્ટિબ્રહ્માંડના પ્રકાશમાંથી સમષ્ટિ બ્રહ્માંડના અપરિમિત પ્રકાશને પૂજતી, હિંદમાં ઉદય પામતા સૂર્ય–ચંદ્રમાં, દેશમાં વહન કરતી નિર્મળ નદીઓમાં, નવપલ્લવિત–પીંપળામાં. વિશ્વંભરની વિભૂતિને આરાધતી, પોતાના પતિ પ્રભાકરને માટે ચિંતાગ્રસ્ત છે. પારધી શિકારની શોધમાં જાળ પાથરી, પ્રયત્ન કરે છે. તેમ રમાનાથ કમળા આગળ પ્રભાકર વિરૂદ્ધ પ્રચાર કરે છે. સંવાદ. આખરે કમળા કંટાળીને રમાનાથનો તિરસ્કાર કરે છે. અંતે રમાનાથ અકળાય છે. એટલે પોપટ મર્મભેદક શસ્ત્ર સરંજામથી કમળાની વ્હાર કરે છે.

**પ્રવેશ :**—ચોથો: **સ્થળ :**—મેનાનો નિવાસ.

**પાત્રો:**—મેના, બોય, પ્રોફેસર, અને પોપટ.

અનેક પ્રકારની તૃષ્ણાઓમાં ઓતપ્રોત બનેલી મેના અન્તે પ્રોફેસરથી કંટાળે છે; અને પોતાની અદાલતમાં પ્રોફેસર પોતે જ નાલાયક છે એવો એકરાર પ્રોફેસર પાસેથી જ કરાવી છુટાછેડા કરી રમાનાથને મેળવવાનાં સ્વપ્નાં સેવે છે. મેનાની હુંશીયારી આગળ લંપટ પ્રોફેસરની લાચારી, બન્નેનો વાણીવિહાર, અંતે પ્રોફેસરનો થયેલો ફેસ્તો ! પોપટ આ ચરિત્રનું નિરિક્ષણ કરે છે.

**પ્રવેશ પાંચમો:— સ્થળ:—ઇન્દિરાનું આનંદગૃહ.**

**પાત્રો:**—ઇન્દિરા, કમળા, રમાનાથ.

ઇન્દિરા પોતાનો પતિ કૃષ્ણકુમાર આજે પરદેશથી આવે છે. એવા શુભ સમાચારથી આનંદ મસ્તીમાં આવેલી છે. કમળા આવી પરોક્ષ રીતે પ્રેમની આરતીનું દર્શન કરે છે. તારવાળો તાર લાવે છે. અને આ તાર, અંતરના તારમાં ઉદ્‌ભવેલા આનંદને શોકમાં આવર્તન કરે છે. કૃષ્ણ કુમારના મૃત્યુ સમાચારથી ભયંકર આઘાતમાં કલ્પાંત કરી રહેલી ઇન્દિરાને કમળા અંતરનો દિલાસો દે છે; પણ ઇન્દિરા પોતાના જીવન કરતાં પતિનું જીવન વધારે મોંઘું માની ક્લેશમગ્ન બનેલી છે. તેના મનમાં આશ્વાસનનો એકપણ શબ્દ સહન થતો નથી. વાતચીત અંતે ઇન્દિરા મૂર્છિત થાય છે. એવામાં—દિલાસો દેવાના બ્હાને રમાનાથ આવે છે. અને કમળા રમાનાથને શરમીંદો બનાવે છે, કાઢે છે.

**આર્ય સંસ્કૃતિની શોક પ્રતિમા.**

(ટેબ્લો)



## અંક ૨ જો:—        પ્રવેશ ૧ લો:—



**સ્થળ :**—રમાનાથ કલબમાં.

**પાત્રો :**— રમાનાથ, પોપટ, ગુણસુંદરી.

**રમાનાથ :**—[સ્વગત]:—બચ્ચા રમાનાથ! દાવ અજમાવ્યો પણ ફીચરના આંકમાં બરાબર ના ફાવ્યો, ફુરી, સત્તો, કે નવ, પણ બધાયમાં ઉપદ્રવ! ઇન્દિરામાં પ્રોફેસર રાહુ નડયો! કમળામાં પ્રભાકર મંગળગૃહ પડયો! મેનાનું બીલ પણ પ્રોફેસરનેજ પાકયું, હવે તો વિચાર કરી કરીને આ ભેજું પણ થાકયું!

**પોપટ :**—જોયું? પોઝીશન ઢેમ! ભણેલાઓ પારકી બાયડીઓ પડાવવાના જ વિચારો કરે છે; અને પોતાની પરણેતરો શહેરમાં રબારીની ગાયો પ્રમાણે ચરતી ફરે છે. એનું કેમ?! જોયું?—પોઝીશન ઢેમ! હાલીજ નીકળ્યા! હાલ્યા તે હાલ્યા! ચસ્માં ચડાવી દરિયાની સપાટી ઉપર ચાલ્યા! પછી ધબાય નમઃ! જોયું પોઝીશન ઢેમ!

**રમાનાથ :**—હું ! હું ! હું !

**પોપટ :**—હુંહણી થઈ કે શું ?! સુવરને !

**રમાનાથ :**—હંહંહં ! એક ઇસ્યુ છે !

**પોપટ :**—જોયું ?! કાયદાની પોથીમાંથી ઈસ્યુનાં રીંગણાં કાઢે છે! બાયડીઓને ફસાવવાનાય ઇસ્યુ ! છે તો પાકો કાયદાબાજ. બદમાસ !

**રમાનાથ :**—એજ ઈસ્યુ કે!—પ્રોફેસરને હલકો પાડવો અને–એમાંથીજ મેળવવો મેનારૂપી લાડવો !

**પોપટ :**—જોયું ?! બેવકુફ મ્હારીજ બાયડી ઉપર ચળ્યો ! પણ બચ્ચા ! હું બેઠો છું ત્યાં સુધી તારે દી શું વળ્યો ?!

**રમાનાથ :**—પ્રોફેસરની પત્નિ ગુણસુંદરીને મળું અને કંઈક કાવત્રુ કરૂં ! એટલે બેડો પાર ! અને આપણોજ આંક પોબાર !

**પોપટ :**—બચ્ચા ! ફાવ્યો તો ખરો ! પણ જોજે તારો આટોકુટો ના થઈ જાય !

**રમાનાથ :** પણ ! ! પ....ણ ગુણસુંદરી ! આજ રસ્તે ! હસ્તે મૂખડે ! ગજગતિથી ગમન કરે છે, માટે જરા અહિંજ વેઇટ થાઉં !

**પોપટ :**–હું પણ અહિંજ, આ અંધાર પછેડા ઓઢી રાજા વિક્રમની માફક, આ અક્કલના આંધળાની ચર્ચા નિહાળું !

[ગુણસુંદરી આવે છે] [રમાનાથ લાકડી ફેરવતો ફેરવતો ફરે છે]

**રમાનાથ :**–હં ! હં ! બે'ન ! માફ કરો જરા ભુલ થઈ!

**ગુણસુંદરી :**–ભાઇ ! રસ્તે ચાલતાં સોટી વિંઝવી, એ ભૂલ નથી, પણ ખોટી આદત છે. એથી વખતે ખોટો કજીઓ થઈ બેસે છે માટે હવે તો કંઇક ખાસીયતો સુધારો તો સારૂં !

**રમાનાથ :**–પણ બે'ન માફ કરજો! આપનું નામ શું ?

**ગુણસુંદરી :**–મ્હને લોકો ગુણસુંદરી કહે છે.

**રમાનાથ :**–હં ! હં ! હં ! પ્રોફેસરનાં ધર્મપત્નિકે ?!

**ગુણસુંદરી :**–જીહા !

**રમાનાથ :**–અરર ! જીવતી માંખ ગળ્યા જેવી વાત છે ! ખરેખર પ્રોફેસર ભયંકર પ્રાણી છે ! એણે પોતાના આત્માને, અને પરમાત્માને, અને આપને છેતર્યા છે. ખરેખર ! અફસોસ ! આવા બદમાશો જ્યાં વસે છે, એથીજ કુતરાં સારા માણુસોને ભસે છે. આવા અનાડીઓએજ આપણી ભારતની આઝાદીનું ઉંધું વેતર્યું છે. ધીઃક્કાર ! ફીટકાર ! અફસોસ લ્યાનત !

**ગુણસુંદરી** :-પણ છે શું ભાઈ ?!

**રમાનાથ** :-પ્રોફેસરની ખોરા ખોપરા જેવી ખોટી દાનત !

**ગુણસુંદરી** :-કેવી રીતે ?! પણ—

**રમાનાથ** :-શું તમને ખબરજ નથી ?!

**ગુણસુંદરી** :-ના બીલકુલ નહિ !

**રમાનાથ** :—અફસોસ ! અફસોસ ! ત્હમારૂં સર્વસ્વ લુંટાઈ જાય, ત્હમારી નિર્દોષ જીંદગી બરબાદ થાય ! ત્હમારા સંસાર સુખની ઉપર છીંણી મૂકાય, અને ત્હમને આ સંસાર સાગરમાં ડુબાડી દેવાની તૈયારી થાય ! ત્યાં સુધી ત્હમને અંધારામાં રાખનારો આ પ્રોફેસર પાકકો બદમાશ કે નહિ ?! ત્હમે જ બોલો !

**ગુણસુંદરી** :—પણ ભાઈ છે શું ?!

**રમાનાથ** :—છે શું ?! શું ત્હમે જીવતાં જાગતાં જોગમાયા જેવાં હૈયાત છો છતાં કહે છે કે "અનમેરીડ."

**ગુણસુંદરી** :—અનમેરીડ શું ?!

**રમાનાથ** :—એટલે કુંવારો !

**ગુણસુંદરી** :—એ, ન મનાય !

**રમાનાથ** :—કાને સાંભળો છો છતાં ન માનો તો નજરે જોશો તો માનશો કે નહિ ?!

**ગુણસુંદરી** :—નજરે વળી શું જોવાનું ?!

**રમાનાથઃ**—પૂનર્લગ્ન !

**ગુણસુંદરી :**—કોની સાથે ? !

**રમાનાથ :**—મેના સાથે !

**ગુણસુંદરી :**—પણ પોપટ ક્યાં ? !

**રમાનાથ :**—પેલી ઉઠાઉગીર, જ્યારે ઉભે ભાયડે નાતરે આવે છે. ત્યારે આપણા પરગજુ, પ્રોફેસર સાહેબ છતી બૈરીએ "બેચેલર" કહેવરાવે છે. એટલે એ હિંદના ઉદ્ધારક દેવ-દેવીએ, પોતાનું પોઝીશન પોતાની મેળેજ નક્કી કરી લીધું છે અને એ મેના શંખણીને ત્હમારા પવિત્ર જીવનનું બલીદાન દીધું છે.

**ગુણસુંદરી :**—આ શું ? લગ્ન ક્યારે ? અને ક્યાં થશે ? ! !

**રમાનાથ :**—જૂઓ ! આવતી કાલે સ્ટેન્ડર્ડ બરાબર આઠ વાગ્યાના ટાઇમે, સંસાર સુધારા હોલમાં, આ બે નિર્લજ પંખીડાં પોતાના પરાક્રમને બદલે બિચારા નિર્દોષ પુષ્પોને પોતાના ગળામાં અન્યોઅન્ય આરોપી કુદરતી સુવાસને તેમના ગોઝારા શ્વાસોશ્વાસમાં ગુંગળાવશે, એટલે પછી આ તમાસાની તારીફમાં ધડધડાટ તાળીઓ પાડી તેમના અનુંયાયીઓ આખો હોલ ગજાવશે. તો પણ ત્હમારા કાન ઉઘડશે કે નહિ ?! કે પછી ત્હમે તમારે રસ્તે અને એ એમને રસ્તે !

**ગુણસુંદરી :**—પણ હું શું કરૂં ભાઈ ! જે નશીબમાં હશે તે થશે. એ તો ભોગવ્યેજ છુટકો.

**રમાનાથ :**—પણ બે'ન ! આમ કપાળે હાથ દેઈ બેસી રહેશો તો દૈવ દગો દેશે, અને લોકો દૈવત વિનાની કહેશે.

**ગુણસુંદરી :**—ત્યારે શું કરૂં ?!

**રમાનાથ :**—કાયદેસર ફરીઆદ !

**ગુણસુંદરી :**—કયાં ?

**રમાનાથ :**—ક્રિમીનલ ! અને દિવાની બન્ને કોર્ટમાં

**ગુણસુંદરી :**—ભાઇ ! ઘરસંસારના ઝઘડા સરકાર કચેરીમાં ચડે, એ આબરૂદાર કુટુંબની વહુ દિકરીને ન પરવડે.

**રમાનાથ :**—એતો બે'ન ભૂંડે માણસે ભવાડો કરવો પડે !

**ગુણસુંદરી :**—ભાઇ ! હું આશાવાદી છું. વિશ્વંભરમાં વિશ્વાસુ છું. પ્રભુભક્તિમાંજ મ્હારા સર્વ દુઃખોની મુક્તિ માનું છું. આત્મશ્રદ્ધા, એજ મ્હારો દિલાસો છે. સંસારની અટપટી બાજીમાં કૃષ્ણ–કિર્તન એજ મ્હારો, પોબાર પાસો છે. હવે મ્હારે કૃષ્ણ–દર્શનની ઉતાવળ છે !

**રમાનાથ :**—પણ બે'ન ! જુના જમાનાનો સૂર્ય તો આથમી ગયો ! અને નવા જમાનાનો ભાનૂ પ્રદિપ્ત થયો. એટલે જૂની રૂઢીઓનો સૂર્યદેવને અર્ઘ્ય આપી, નવીન

પ્રકાશમાં નવિન ખિલતાં પૂષ્પો ને પૂજનમાં લ્યો તોજ ત્હમારા જેવી આર્ય લલનાઓ બદમાશ પુરૂષોને પાણી બતાવશે અને ભારતની મૂક્તિને માટે કંઈક જલદી રસ્તો લાવશે. પ્રખર ધારાશાસ્ત્રીને હું મ્હારે ખર્ચે રોકી આપું. ત્હમે મ્હને સાથ આપો, એટલે હું પ્રોફેસરને સીદ્ધો દોર બનાવી દઉં.

**ગુણસુંદરી** :–ના ! ભાઈ ના ! મ્હારાથી એ નહિજ બને ! મુખમાં પતિવૃત્ત પાનની રતાશ ઉપર પ્રતિદ્રોહના કોલસાની કાળાશ કોઈ કાળે આર્યબાળા ઉપજાવતી નથી. પ્રભુને જે ગમે તે ભલે કરે ! અંતે તો ધર્મનો જય છે, અને પાપનો પરાજય છે.

**રમાનાથ** :–બે'ન ધર્મનું ભુસું ત્હમારા ભેજામાં, કોઈ કાળ ચોઘડીએ, એવું તો ભરાઈ બેઠું છે કે,–તે ત્હમારી કંગાળમાં કંગાળ દશા કરી નાંખશે ત્યારેજ છોડશે. ત્હમારાજ પુરૂષની પીશાચલીલા પ્રત્યે જ્યારે ત્હમારી ઉદારવૃત્તિ ત્હમને નિષ્ક્રિય ગરીબ બનાવે છે. ત્યારે ત્હમારાજ ધર્મની જાળ ત્હમારા પોતાના જીવનને હેરાન પરેશાન બનાવે છે. એથી આપણો આર્યદેશ અતિશય દુઃખિ છે. અફસોસ ! અફસોસ !

**ગુણસુંદરી** :–ભાઈ! હવે હું જાઉંછું. દર્શન બંધ થઈ જશે.

**રમાનાથ** :-જોઇ ! દર્શનઘેલી વેવલી ! નવા જમાનાને જુના જમાનાની આંખે જોનારી ચક્રમ ભેજાની ભામિનિ ! ગુંડા ઘુવડો જ્યારે ચકલીઓના માળા ચુંથી નાખી નવા નવા શીકાર ઉપર નજર નાખે છે. ત્યારે આ અભાગિનીઓ અહિંસક વૃત્તિ રાખે છે. બસ ! આ બાર ખાલી ગયો ! અને અતિશય અફસોસ થયો ! હવે શું ?! મેનાને આ પૈસાની છુટ ! અને પ્રોફેસરને આ શુટ ! (જાય છે.)

**પોપટ** :-જોયા ?! આ રમાનાથ કલબના પ્રમુખ મહાષય !! જાહેર રસ્તા ઉપર જ્યાં સ્ત્રીઓની વધારે અવરજવર ત્યાંજ આ મૂર્ખાઓનું ઘર! એનું નામ કલબ. બાપની પુંજીના જોરે આ કલબ કુદે! આ બધા કોલેજમાં ભણે ! અને અહીં બેઠા બેઠા ગણે ! શું ગણે ?! આ શંભુમેળાની સમિતીના સભાસદો, કોલેજની કન્યાઓના રૂપયૌવનની ગણત્રી ગણે છે. સમજ્યા ?! સાહેબ ! ચસ્કેલા ભેજાનાં ભજીયાં અહીં તળાય છે. સીનેમાની સ્ટારો ઉપર પત્રંહેવાર અહીંથી થાય છે. પારકી બાયડીઓને ફસાવવાની પ્રીશીયારીઓ અહીંજ કુંકાય છે અને અનેક પ્રકારના બીભત્સ રસની ચઢા ઉતરી અહિંજ ચિત્રાય છે. એ બધું શેના ઉપર ! બાપની કમાઈ ઉપર !

કવિતા

**બાપ કમાઇના બેટા દિલમાં દર્દ ન સમજે દુનિયાનું,**
**માતપિતાની અવજ્ઞામાં, માને પોઝીશન પોતાનું;**

મોટી આશામાં ઉછેરીને, અમૃત પાયું આંબો વાવી,
ફુલ્યો ફાલ્યો પણ ફળ્યો નહિ, કોઈ દિન કેરી
નામ ન આવી;-
વિદ્યા બુદ્ધિ વૈભવ પુષ્પો સંસ્કાર બગીચામાં શોભે,
વિપરીત મતિ જંગલમાં, મૂર્ખા મંગળ જીવન શોધે
ધર્મનિતિને માન પ્રતિષ્ઠા અહંકારમાં કીધાં અલોપ,
પુણ્ય પરવારી, રહેતાં ઉતરે, આફત એ,
કુદરતનો કોપ-



## અંક ૨ જો-- પ્રવેશ ૨ જો--



સ્થળઃ—લંડનનો એક પબ્લીક પાર્ક.

પાત્રોઃ—કૃષ્ણચંદ્ર; ફ્લોરેન્સ; પ્રભાકર;

કૃષ્ણચંદ્રઃ-- કવિતા.

સૂર્યમંડળ અહિં નહિ શાન્ત!
મેઘ--મંડલ નિશદિન ભ્રાંત!!
વાવાઝોડે--વાદળી--દોડે--મ્હોંમચકોડે
કટાક્ષ કરતી--
કુદરતનું આ કારમું કામ;
ધુમ્મસનું છે પરમ ધામ.--સૂર્ય૦
ભાગ્ય યોગે, પૂણ્ય પ્રયોગે,
સંપત્તિ--વિપત્તિ સાથે વસી;
મોહ જાળના વિક્રાળ કાળમાં,
ભારતની ભાગ્યદોરી ફસી,--સૂર્ય૦

સાવ સોનાની લંકા માંહી,
કુટીલ કર્મની છાઇ કાળાશ,--
અવિદ્યાના અંધકારમાં--
રહે પ્રકૃતિ રોજ ઉદાસ,
ત્યાં સદ્‌વિદ્યાની શી આશ--સૂર્ય૯

અહો! ભારતની સંપત્તિ સિતા, રાવણના રાક્ષસી પંજામાં સપડાઈ ગઇ હતી.; ત્હેને શ્રી રામેજ આઝાદી આપી! હે! રામ તું કયાં છો?!!

આત્માના દિવ્ય પ્રકાશને આચ્છાદન કરનારી વૃત્તિઓ અહીં પ્રબળ પ્રતિભાશાળી છે. આ ભૂમિ જગતનાં બજારોની, પૈસાની–ભૂખિ પ્રવૃત્તિવાળી છે; અહીં શૃંગાર સ્વાર્થી છે. વ્હેવાર મૂંગો છે; સંસાર બ્હેરો છે; દયા દાનવી છે, ક્ષમા બેવચની છે, કાયદો બારીક છે, ધંધો ધમાલમાં છે, અને અભ્યાસ મનીમેટરનો છે. પુષ્પો પ્રફુલ્લિત છે, પણ સુગંધી કયાં?! હવા છે, પણ ગરમી કયાં?!

આકાશ છે પણ સુરજ કયાં?! જીવન છે! પણ સાર્થક શું ?! આત્મા છે પણ ઉધ્ધાર કયાં ?!

**ફ્લોરેન્સઃ**—(ફરતી-ફરતી) Well mister! What ails you?!

**કૃષ્ણ:**—Well Lady! I am thinking only of my luok.

ફ્લોરેન્સઃ—Well ! you are lucky. Seems to be so ! Don't worry ! I will be. your sweet. companion, in this world.

કૃષ્ણઃ—I have already a companion. See ! here she is ! (ઈન્દિરાનો ફોટો બતાવે છે.)

ફ્લોરેન્સઃ—Oh ! She is not a beauty ! Does not look like one loving you. She is not smart enough, give her up, I love you !

કૃષ્ણઃ—I know well. I have neither a heart to love you, nor means enough to meet your Luxaries. Please !

ફ્લોરેન્સઃ—Thanks ! You have nothing to offer !

કૃષ્ણઃ— A dieu (ફ્લોરેન્સ બીજી તરફ જાય છે.)

કૃષ્ણ :—

કવિતા

**રસમૂર્તિ રમણી, હૃદયમાં આ રોજ રમતી,**
**સ્નેહ સૂત્રો સ્વાધીનતામાં અદ્‌ભૂત શક્તિ,**
**દિવ્ય વ્યક્તિ મનો-મય બનતી–હૃદયમાં,**
**જગતશાન્તિ મંત્ર ઉપાસક, ધર્મજનની–**
**કર્મ નિખાલસ, સદ્‌ગુણ પ્રકાશક સુંદરી**
**આ મનને બહુ ગમતી—હૃદયમાં.**

અહો ! ઈન્દિરા ! આ છબી એ તુંજ છું ! અને ત્યાં મ્હારી છબી ! એ હુંજ છું ! આત્મપ્રતિતિમાં, મનોમન સાક્ષીમાં, પવિત્ર બુદ્ધિમાં, અને મૂર્તિપુજાની ભાગ્યશાળી ભાવનામાં, હું તે તુંજ છો ! ॥ तत्वमसी ॥

ઈન્દિરા ! ત્હારા કાગળમાં ધર્મ-મેધા સમાધીમાંથી સ્ફુરેલાં ઈશ્વર-પ્રણિત સૂત્રોજ છે. તું લખે છે કેઃ— ભારતભૂમિની લાલ-પીળી બે બાજુવાળી મૂર્તિને માટે બે પ્રવાસીઓ ખટરાગમાં પડયા છે, અને મૂર્તિ હસે છે! એ શું હશે?! આ લાલ પીળો ભેદજ! મૂર્તિને હસાવતો હશે નહિ વારૂં ?! કે આ બે ભેરૂઓની મૂર્ખતા ઉપર ?! ગમે તેમ પણ હવે એ લાલ બાજુમાંથી લોહી રેલાવા લાગ્યું છે. અને પીળી બાજુના ગીલેટનું પોગળ પિત્તળ દેખાવા માંડયું છે. માટે કાયદાના અભ્યાસમાં એનો કંઈક પ્રકાશ આપજો કેઃ- પેલા કંગાળ લોકો લઢતા અટકે! ઠીક ! હવે આ પત્રનો પ્રતિઉત્તર શું ?! પરમાત્મા જાણે છે, (એકાન્તમાં)

**પ્રભાકર** (દેખાય છે):—દરરોજ એક તાર, અને પોસ્ટમાં બે કાગળ ચાલુ છે ! પણ કમળાના જવાબનો કંઇજ પત્તો નથી, સ્ત્રીચરિત્રના મહાન સાગરના તળીયાનો તાગ લેવાની કાળા માથાના માનવી ત્હારામાં તાકાત શું? ઉન્મત જુવાની-પૈસાની ખુમારિ-એકાન્તિક જીવન-અને સ્વચ્છંદી સમાજમાં કમળા પૂષ્પને અનેક પુરૂષો સૂંઘે,

એમાં નવાઈ શું ! બસ ! આ છબી ! આ ભ્રષ્ટ પ્રપંચી પ્રતિમા ! મ્હારા હૃદયમાં હવે ત્હને બીલકુલ સ્થાનજ નથી. (ટુકડા કરે છે)

**ફ્લોરેન્સ:**—(દેખાય છે) Well mister! what are you about ?!

**પ્રભાકર**:—I am bent on retaliating.

**ફ્લોરેન્સ:**—Retaliating what ?!

**પ્રભાકર**:—So odd are, Indian women.

**ફ્લોરેન્સ**:—Yes! they are incapable of genuine affection ?

**પ્રભાકર**:—Quite true!

**ફ્લોરેન્સ:**—Just see the difference! Here am I ?! Just, a cherry blossom! My love is sweet; so is my heart. Both are yours.

**પ્રભાકર**:—You are the healing balm to my aching heart.

**ફ્લોરેન્સ:**—I hope you are single ?!

**પ્રભાકર**:—Aye!

**ફ્લોરેન્સ:**—I love you with all my heart!

**પ્રભાકર**:—Rising love demands worship I shall always worship it!

**ફ્લોરેન્સ:**—Oh! well my black husband!

પ્રભાકર:—Oh ! well my white wife !

ફ્લોરેન્સ:—Oh my Indian property ! .

પ્રભાકર:—Well ! my English Industry !

ફ્લોરેન્સ:—Will you dance ?

પ્રભાકર:—Very willingly.

બન્ને:-(Dance)

કૃષ્ણચંદ્ર :-

કવિતા

**દુરબુદ્ધિ દિલમાં ડાકણ વળગી ચુસી લેશે દુર્ભાગી,**
**સત્વહિન નિર્માલ્ય બનાવી ફેંકી દેશે મતલબ સાધી;**
**આર્યદેશની આઝાદીમાં અવગુણનો મોટો અવરોધ,**
**હિંસાનું હથીયાર બતાવી અહિંસાનો આપે બોધ!!**
**ગરિબ દેશની ગરીબ દોલત ઉડાવતાં કેમ ચાલે જીવ?**
**પાષાણ હૃદયની પાખંડમૂર્તિ ખંડન કરતાં શાને ઢીલ!?**

ક્ષણિક-વિનોદની ખાતર, કુપાત્રે દાન દેવાની દાનવી કળાના ઉપાસક માનવિ ! ત્હારા દેશના ગરીબોની ઝુંપડીમાં કંગાળ તાવડીમાં રોટલો કળકળે છે. અને હીણભાગી હાંલ્લીમાં દરીદ્રતાનો ખીચડો ખદબદે છે. ત્યારે તું તવંગરીના તાનમાં આ પાપની વાસનાનો મહેમાન બને છે !? દેશની દોલત અને આબરૂને દરિયામાં બોળી, મહેરબાનીની આશામાં હડધુત થતા હિંદ ! ત્હારા માટે આ દેશ-વેશ અને ઉદ્દેશને—ગુડ-બાય

# અંક ૨ જો—પ્રવેશ ૩ જો—



**સ્થળ** :-કમળાની પર્ણકુટી.

**પાત્રો** :-કમળા—રમાનાથ—પોપટ.

**કમળા** :-( સ્વગત ) :-

કવિતા.

નથી કીધી નિતી નિર્બળ બની દૂર દીલથી.
નથી વાળ્યા કાંટા કુદરત ભૂમિ ભાગ્ય ભુલથી;
કીધી સાચી સેવા પ્રભુસમગણી સર્વ જીવની,
તથાપિ પામી હું સફળ સુખ જગમાં ન જરીએ.
હવે હું શોધું કયાં હૃદયજીવ શાન્તિ ભટકતી!!
બધે અંધારામાં, પ્રભુબળ દીપક રાહ રટતી.

(ટપાલમાં અને તારમાં) :-કાગળો અને તારે પ્રભાકર તરફથી આવે છે, કમળા બીજા હૃદયે તપાસ લે છે :-

પત્રમાં નથી પ્રેમના વિચાર, કે નથી તબીયતના સમાચાર ! કે નથી આશ્વાસનનો એક પણ ઉચ્ચાર. બસ નથી, અભ્યાસની વાત કે નથી ઘરસંસારની પંચાત ! ! બસ માત્ર એક પૈસાનો જ ઉચાટ, પૈસા ! પૈસા ! દેશની અખુટ લક્ષ્મી પરદેશીઓને પડખે ચડી ખુટી ગઈ ! હિંદનો સોનાનો સાગર સુકાઈ ગયો, અને તળીઆની ભૂખડી ભેખડો દેખાઇ તો પછી મ્હારો શું હીસાબ ? ! પરદેશમાં પતિની પાછળ, પાંત્રીસ હજારની રોકડ રકમ આકડાના તૂલની પેઠે વિલાયતી વિલાસના વાયરામાં ઉડી ગઈ, ઘર વેચ્યું, વાડીવજીફો વેચ્યો, ઘોડા ગાડી વેચ્યાં, દરદાગીના વેચ્યા, સોના ચાંદીના વાસણ કુસણ વેચ્યાં, ફરનીચર સુદ્ધાંત પાણીના મૂલ્યે વેચ્યાં, મહામહેનતે મેળવેલી આપની મીલ્કત ! એમની પરદેશી વિદ્યાની પાછળ સાફ કીધી, તો પણ હજુ પૈસાનીજ એમણે તો હઠ લીધી છે, પ્હેરેલાં વસ્ત્ર સિવાય હવે મ્હારી પાસે બીજું કંઇજ નથી, પરંતુ જાત જો કોઈ ગીરે ઘરની નોકરડી તરીકે માગે તો મુકું પણ સતિત્વ તો નજ ચુકુ પણ એમની માગણી પૂરી કરૂંજ કરૂં !

( રમાનાથ પ્રવેશ કરે છે ) :—કમળા ! કમળા ! એક સમય ગુલાબને પણ તું શરમાવતી હતી, ત્હારા નયન-કમળનું તેજ આકાશની અપ્સરાને પણ આંજી નાંખતું હતું. ત્હારા અપ્રતિમ સૌંદર્યની પ્રભા અનેક તપસ્વીઓને

પાગલ બનાવતી, આંખો અને અંતરની આતુરતા ત્હારા રૂપયૌવનને માટે તલસતાં તેની શું આ દશા ? !

**કમળા :**–ભાઈ રમાનાથ !

**ઉડી મિલ્કત ભલે મ્હારી ગઈ પણ પ્રેમ જીવે છે,**
**સંતોષિ–આત્મ સત્તામાં દુઃખોથી કોણ બીહે છે ?**
**બધી લક્ષ્મી ! બધા વૈભવ ! મૂકીને જીવ જાશે જે,**
**પછી વારસના હાથે બરબાદી તેની થાશે તો,**
**જોવાનું જે નથી પાછળ હરખ ને શોક શા માટે ?**
**ચીરંજીવી પ્રેમ રાખીને પડીશું એક દિવસ વાટે.**

**રમાનાથ :**–પરંતુ કમળા ! હૃદયચક્ષુ ઉપર અંધ શ્રદ્ધાનાં પડળો તો છેજ, તેની ઉપર નંબર વગરનાં ડહાપણનાં–ચશ્મા આગળ, ત્હને એક તસુ પણ ભોંય સૂઝતી નથી શું ? ! જો ! (પ્રભાકર અને ફ્લોરેન્સનો ફોટો બતાવી) જો ! આ ત્હારો પ્રભાકર વટલાઈ ગયો, ક્રિશ્ચયન થયો ! ઇસુના દેવળમાં આ ઉજળી ઓરતનો આદમી બન્યો. તેણે ત્હારી પુંજીનું પાણી કરી, ત્હને રસ્તાની ભીખારણ બનાવી ત્હારી આંખોમાં ધૂળ નાંખી ભયંકર વિશ્વાસઘાત કર્યો ! એ ઇન્ડિયાનું ઓછું અપમાન કે ? ! જો ! અને રો ! ( છબી બતાવે છે )

**કમળા :**–ભાઈ રમાનાથ ! આતો કોઇ દુશ્મનનું કાવત્રુ છે.

કવિતા

**ઉંચ્ચકુળના અનુપમ આચાર વિચાર જે,**
**આહાર વિહારમાં અદ્રશ્ય શું થાય છે?!**
**આમ્ર અમૃત રસ મુકી શું જીવ કમરૂખ ખાય છે?**
**તુચ્છ વિષય તલાવડીમાં સૂવર્ણ જીવન જાળ નાંખી,**
**લોકમાં અપકિર્તિ લેઇને જીવતી શાને ગળવી માંખી?!**

**રમાનાથ :**–કમળા ! ભારતની બાળાઓ ભોળપણુમાં અને ભોળપણુમાં આમ ગુલામીમાં કુટાય છે. અર્થનો અનર્થ કરી એકલી અને એકલી મનમાં મુઝાય છે. ભાન ભૂલાય પણ સાનની શક્તિ સ્વાધીન હોય તો દેશની ઉન્નતિનો દોર ગમે તેટલો ગુંચવાઇ ગયો હોય તોપણ ઉકેલી લેવાય છે.

પ્રભાકર સ્વયંવરમાં સ્વતંત્ર છે તો કમળા કેમ પરતંત્ર ?! જ્યારે પ્રભાકરે હિંદની નારી સન્માનનું નિકંદન કાઢયું, અને વિલાયતી અસ્ત્રાવડે દેશની સ્ત્રી શક્તિનું નાક વાઢયું, ત્હારા ઉગતા યૌવન ઉપર એ હરામી હીત શત્રુ નિવડયો ! ત્હારા હૃદયની કિંમત એ પાપીએ નજ કરી ! ત્યારે એ પીશાચને પાલેથી છૂટી પડવાની ત્હને છૂટ છે !

**કમળા :**–ભાઈ રમાનાથ ! સ્થિતિ રંક થઇ ! પણ હૃદય રંક નથી થયું ! વૈભવનુ યૌવન ઉડી ગયું ! પણ

સ્વભાવની નેક નીશ્ચા નબળી નથી પડી ! આકીન એકજ હશે તો મ્હારા પ્રભાકર મ્હારાજ થશે. નિશ્ચય એજ મ્હારી નિતિ છે. ભ્રષ્ટાચાર એજ મ્હારી ભીતી છે. આનંદ એજ મ્હારો આહાર છે, વિશ્વાસ એજ મ્હારો વિહાર છે. એટલે સૂવર્ણ ઉપરની માટી ધોઇ નાંખીશ એટલે તે શુદ્ધજ છે. વાદળો વીખરાઈ જશે એટલે સૂર્ય દર્શન થશેજ.

**રમાનાથ** :–It is impossible!

**કમળા** :–રમાનાથ ! 'ઈમપોસીબલ વર્ડ મ્હારી ડીકસેનેરીમાં નથી. મ્હારા પ્રભાકર મ્હારા શરીરનો આત્મા છે, એ આત્મા નીકળી જાય એટલે મ્હારૂં મૃત્યુ થાય. હું તો જીવતી જાગતી ઉભી છું એટલે પ્રભાકર મ્હારા અંતરમાંજ છે. હીરો કિચડમાં પડે, તો પણ ત્હેની કિંમત કોઈ ઓછી તો નજ કરે ? સૂર્ય રાહુની છાયામાં બેઘડી છવાય તો પણ તેની આબરૂ કાંઇ ઓછી તો નજ થાય કર્મસંજોગે બુદ્ધિભ્રષ્ટ થાય તોપણ આર્ય હૃદયના શુભ સંસ્કાર જીવનને સુધારે છે.

**રમનાથ** :–કમળા ! ત્હારા મગજમાં ભરાએલું ભુસું નીકળે તોજ મ્હારા જેવાને ઠીક થઈ પડે.

**કમળા** :–એટલે શું ?!

**રમાનાથ** :–હું રમાનાથ ! લક્ષ્મીનંદન ! આનંદકંદ ! મ્હારી પ્રોપર્ટીનું હું ત્હને રાજી ખુશીથી, અક્કલ હોંશીયારીથી, વીલ કરી આપું તો ? !

**કમળા** :–કારણ ? !

**રમાનાથ** :–કમળાના યૌવનનો આ સ્વાદ લેવાની આતુરતા, ઈચ્છીત લગ્નની અભિલાષા, !

**કમળા** :–છટ્ છટ્ કમળા ? ! આ કમળા ! ત્હારા જેવા લાખો લક્ષ્મીનંદનનોના વીલને પગની ઠોકરે મારવાની તાકાત ધરાવે છે. એક આબરૂને જ આશરે જીવનારી આર્યબાળા, લાખો લબાડોના ટોળામાં તલવારની ધાર ઉપર ચાલી પોતાના જીગરનું નૂર–ઝળકાવે છે. સૌંદર્યની પાછળ પાગલ બનેલા પાપી પામરોને પલકમાં પીલી નાંખે છે; અને પોતાની લાજ હાથમાં રાખે છે.

કવિતા.

**માયા મૂકાવે નહિ માનુંનીનું માન**
**કાયા ભૂલાવે નહિ ભામિનીનું ભાન—**
**સત્ય ચૂકાવે નહિ સતિનાં સન્માન**
**સ્નેહઘેલી સુંદરી શું સંપત્તિનું સાંભળે ? !**
**પ્રણુય રંગ પૂરો ખિલ્યા પછી અંતરે શું ઓગળે ?!**
**જગતની જંજાળમાં જીવ જે પ્રભુને જાણુશે !**
**અડગ શ્રદ્ધા યોગ ક્ષેમનો ચમત્કાર પીછાણુશે.**
**અચળ ભક્તિને આધીન ભગવાન—માયા૦**

**રમાનાથ :**–ઠીક છે ! કમળા ! દુઃખી થઈશ !

**કમળા :**–હવે દુઃખમાં બાકી શું છે ?

**રમાનાથ :**–જોરજૂલમ ! બળાત્કાર !

**કમળા:**–જો ધીક્કાર ! મનોનિગ્રહ વડે ધર્મની સિદ્ધિને ફોર્સમાં મુકવાનો પાવર તમારામાં નથી, એટલે ત્હમે માસ્ટર ઓફ આર્ટ્સ નથી, બુદ્ધિના આયનામાં ત્હમે ત્હમારૂં પોતાનું ભૂષણ જોતા નથી, એટલે ત્હમે બેચેલર ઓફ આર્ટ્સ નથી.

એલ. એલ બી. એ ત્રણ કોન્સોનન્ટ ધારણ કરો, કોટ, પાટલુન, નેકટાઇ, કોલર અને હૅટમાં હરોફરો પરંતુ જ્યારે સંયમ અને સત્ય અને અહિંસાના હિતશત્રુ ઠરો ત્યારે એલ. એલ. બી. ની ઉપાધી હિંદને હિતકર્તાજ નથી.

**રમાનાથ :**–કમળા !! Mind well ! મ્હારો મિજાજ જશે ! એટલે–

**પોપટ :**-(પ્રત્યક્ષ થઈને) એટલે પોઝીશન ઢેમ થશે.

**રમાનાથ :**–કમળા ! જોઈ છે કે આ સ્ટીક ?!

**કમળા :**–મૂર્ખા ! સ્ટીકની બીક ઢોરને કે ચકોરને ! મ્હારા અંગને એક આંગળી પણ અરકાડવાની ત્હારામાં તાકાત નથી. ત્હારા અસત્યનો તોર મારા સત્યના જોર

આગળ તદ્દન તુચ્છ છે. ત્હારા મોં ઉપર મૂચ્છજ ક્યાં છે ? તું મરદજ ક્યાં છે ?

**રમાનાથ :**–હમણાં એકજ ઝપાટે જો ! બધી બંગડીઓજ ફોડી નાંખીશ !

**કમળા :**–મરદના બચ્ચા ! બંગડી ! આર્યબાળાના હાથની હેતની બંગડીઓ ફોડવાનું બિચારા ત્હારૂં શું ગજું ! જો ! આ બંગડીમાં દીલનું દૈવત છે. કાયાનું કૌવત છે. આકારમાં સુદર્શન ચક્રનું ચૈતન્ય છે. આ અમારૂં અમોઘ બળ છે ત્હેની શક્તિની ત્હને શું ખબર છે ?!

**પોપટ :**–એક આનાની ખરીદીને પહેરી જો એટલે ખબર પડે કે બંગડીઓ કેમ પ્હેરાય છે! નહિ તો પોઝીશન ઢેમ

**રમાનાથ :**–હવે હું ત્હમારી બરાબર ખબર લેઉં છું.

[જાય છે]

**કમળા :**–શાણાને શીખામણ !

**પોપટ :**–અને ગમારને ખુબ માર! પોઝીશન ઢેમ !

—ટેબ્લો— (જાય છે.)

**–અનંતકાળના અમૃત તત્વમાં કમળા એકતાર–**



## અંક બીજો:—



**પ્રવેશ ૪ થો:-** **સ્થળ :-**મેનાનો નિવાસ.

**પાત્રો :-**મેના. બોય. પ્રોફેસર.

**મેના :-**જો ! બૉય ! આ બીસ્ત્રો, આ બ્લેનકેટ.

**બૉય :-**પણ ! બાઈસાહેબ ! આ બધું તો આપણા લોજવાળાનું છે. આપણું તો આ છે. [મેનાનાં અને પોતાનાં પ્હેરેલાં વસ્ત્ર બતાવે છે]

**મેના :-**પણ આપણી સાથે લેવાનું છે.

**બૉય :-**શું ?!

**મેના :-**બીસ્ત્રો અને બ્લેનકેટ.

**બૉય :-**ક્યાં ?!

**મેના :-**જો બૉય ! હવે આપણે જુહુ તરફ જઈએ. જો ! તું ! આ બીસ્ત્રો અને મ્હારી કપડાંની બેગ લેઇ બહાર જા ! હું પાંચ મિનિટ પછી આવું છું. બ્હાર ભાડાની ટેક્ષી તૈયાર છે.

**બૉય :**–હું બાઈસાહેબ ! આજ જરા કંઈ વધારે છાંટોપાણી લીધેલું લાગે છે.

**મેના :**–એમ કેમ ? બોય !

**બૉય :**–એટલે હું કરૂં અને ત્હમે ભોગવો ! અથવા ત્હમે કરો અને હું ભોગવું !

**મેના :**–શું ?

**બૉય :**–સજા ! બ્હાર દરવાજા ઉપર પેલો પઠાણ પ્હેરેગીર બેઠો છે, એ પકડશે તો તમારી રેવડી દાંણાદાણ કરી નાખશે. માટે ડાહ્યાં થઈને લોજવાળાનો હીસાબ પુરેપુરો ચુકતે આપો અને પછી ચાર્જ સુંપ્રત કરો અને પછી ચાલો હાથ પગ લેઈને હું તૈયાર છું.

**મેના :**–પણ બોય ! હાલ જરા પૈસાની ભીડ છે.

**બૉય :**–એટલે શું ચોરી કરવી ?! બીલ ચુકાવવાનું તો બાકી રાખો છો અને ઉપરથી બીસ્ત્રો, બ્લેન્કેટ અને બૅગ ઉપાડી જવા માગો છો એ તે કંઇ આપની ખાનદાની કહેવાય ?

**મેના :**–બૉય ! એમાંજ આપણી બ્હાદુરી ! આ કંઇ જેવી તેવી કળા નથી ! આ કળામાં પૃથ્વીના બીજા દેશો આગળ વધ્યા છે. અને આપણે પછાત છીએ !

**બૉય :**–એટલે શું ? ચોરી–લુંટફાટ, ધાડ, છેતરપીંડી વ્યભીચાર અને વિશ્વાસઘાત, એ શું કળા છે કે ?!

**મેના** :-દુનિયાંની આંખમાં ધુળ નાંખી ! જેન્ટલમેન રહેવું અને ખાનદાનીમાં ખપવું એ કંઇ સાધારણ કળા નથી ! માલદાર ખીસ્સાં; ખાસી રીતે હળવાં કરીએ અને પછી હરીએ ફરીએ તોય કોની મગદુર છે કે નામ લે ! એજ આ જમાનામાં જેન્ટલમેન ! અનેક માણસ પાસેથી હાથ ઉછીના પૈસા પડાવીએ એનું નામ ખાનદાની ! બોલ ! હવે સમજ્યો ?

**બૉય** :-બરાબર !

**મેના** :-ત્યારે હવે થા તૈયાર !

**બૉય** :-પણ બાઇ સાહેબ! બ્હાર પઠાણ પ્હેરેગીર છે. જો જરા એને આપણી કળાની ગંધ આવશે તો ત્હમને અને મ્હને અડદીઓ પાક બરાબર આપશે, માટે હાલ એ બાબત મુલતવીજ રાખો !

**મેના** :-ત્યારે કેમ ?

**બૉય** :-આ પ્રોફેસર સાહેબનો પગાર આવે એમાંથી બધો હીસાબ પતાવી પછી આપણે પલાયન થઇએ.

**મેના** :-પણ બોય ! આ પ્રોફેસરનું લફરૂં હવે મ્હને ટીડીયસ લાગે છે. લુખો છે. કોણ જાણે કે એનો આખો પગાર કયાં નાખે છે. માત્ર એનું પોતાનુંજ ખર્ચ આપે છે.

**બૉય** :-બાઇ સાહેબ! એતો બકરૂં કાઢતાં ઉંટ પેઠું! પોપટલાલ બિચારા પેટ ભરીને ખવરાવતા હતા, તો ખરાને!

પણ આતો બધું લુખેલુખું ! ભાઇસાહેબ ! કાળો સાહેબ પોતાનીજ ટાપટીપ અને ધોળકામાંથી ઉંચો ના આવે એ આપને મોજમજા ક્યાંથી કરાવે ? આ દેશમાં હજુ એવા હૈયાફુટાનો આંકડો ઉંચો છે માટે કરો એને છુટ્ટો ! અને બીજા માલદારને પકડો !

**મેના** :–બેલાશક ! બોય ! જો પેલો અભાગીઓ આવે માટે ચાલ જરા એ ઉલ્લુને ઉલ્લુ બનાવીએ.

(બન્ને સંતાઇ જાય છે)

**પ્રોફેસર** :–[પ્રવેશ કરીને]

કવિતા

મદન જ્વરનું મધુર ઔષધ
જગતમાં કોઈ જણાવોને,
ભણેલીના હૃદયનો ભાવ
ભણીને કોઇ ભણાવોને.
મોહક આંખોમાં ભર્યું, અમૃત કહું કે ઝેર !?
અમૃતમાં શાન્તિ નહી, ઝેર કરે છે કેર !
એ બુલબુલના બચ્ચાને,
ભલા થઈ કોઇ બોલાવોને;
બગીચાની બધી કળીઓ,
ગણે તો કોઇ ગણાવોને;

સુંદરી સિતારના શોખીન,
સૂણે તો આ સૂણાવોને;
શરમનો જે રસીક પડદો,
ઉડે તો એ ઉડાવોને.

ભવાં ચડાવી, ચશ્મા ચગાવી, નેકટાઇ, કૉલર, હૅટ, બરાબર સમારી, ખુમારીથી જરા ખુંખારી, આ છબીને કાકલુદી કરૂં છું કે–તું મને મોહી પડ! પણ આ જડમાં ચૈતન્ય કોણ લાવે ?! આ બુલબુલની બચ્ચીને કોણ બોલાવે ?! અરેરે ! દૂનિયાં ! દૂનિયાં ! હુફ !

**મેના** :–[પ્રત્યક્ષ થઈને] કેમ સાહેબજી ! શું કરો છો ?

**પ્રોફેસર** :–જી ! આ ! આપનુંજ ચિંતન !

**મેના** :–શું મ્હારૂંજ ચિંતન !

**પ્રોફેસર** :–જી ! હા !

**મેના** :–તો મુખ ઉપર ગ્લાની કેમ ?

**પ્રોફેસર** : તે તો આપ જાણો !

**મેના** :–હું શું જાણું ? પ્રોફેસર સાહેબ ! જૂઓ ! આજે આ લોજવાળાનું બીલ ચુકતે હીસાબે આપી દેવાનું છે. આજે મારે જ્વેલરીમાર્ટમાં જવાનું છે અને કેટલુંક ખરીદવાનું છે. અને મધર ઈન્ડિયાની પ્રીલમ પબ્લીક વખાણે છે માટે ત્યાં આજે ખાસ જવુંજ પડશે.

**પ્રોફેસર** :–એટલે શું કરીશું ?

**મેના** :–સવડ !

**પ્રોફેસર** :–ક્યાંથી ?!

**મેના** :–આજ તારીખ કેટલામી ?!

**પ્રોફેસર** :ત્રીજી મે. ૧૯૩૯.

**મેના** :–તો પગારના પાંચસો લાવો !

**પ્રોફેસર** :–આવતી કાલે ! ચેક વટાવીશું !

**મેના** :–પણ આજે બેન્કો ખુલ્લી છે.

**પ્રોફેસર** :–પણ ટાઈમ થઇ ગયો !

**મેનાઃ** :–બસ મને તપાસવા દો !

**પ્રોફેસરઃ**—શું ?!

**મેના** :—ખીસ્સાં! (ખીસ્સાં તપાસી અંદરથી ઈન્દિરાનો ફોટો કાઢે છે.) પ્રોફેસર સાહેબ ! આશું ?

**પ્રોફેસરઃ**–ફોટો !

**મેના** :–કોનો ?!

**પ્રોફેસર** :–રસ્તામાં કોઇનો પડી ગયેલો !

**મેના** :–પ્રોફેસર ! સાહેબ ! દાર્શનીક પૂરાવાને શું જુઠો પાડો છો કે ? કોલેજમાં શીક્ષણ આપનારનું જ જ્યારે હૃદય કંગાલ ત્યારે પછી શીષ્યોના શું હાલ ?! પ્રોફેસર થઈને પલકે પલકે જુઠું બોલો, એ નહિ ચાલે ! બોલો ! બોલો ! [હંટર લેઈને] આ ફોટો કોનો છે ?!

**પ્રોફેસર** :–બા–બા–બા–બાયડીનો !

**મેના** :–કોની ?!

**પ્રોફેસર** :–મ્હારી પોતાની.

**મેના** :–બોય !

**બોય** :–જી ! સાહેબ !

**મેના** :–પેલું ? પેનનાઈફ !

**બોય** :–લાવ્યો ! બાઈ સાહેબ !

**મેના** :–[ચાકુ હાથમાં લઈને] બોલો ! સાચું બોલો ! નહિ તો જીભ ગુમાવશો કે નાક !?

**પ્રોફેસર** :–બા–બા–બા–બાયડીનો !

**મેના** :–બોય ! આ બાયડીને તું ઓળખે છે કે ? !

**બોય** :–હા ! બાઈસાહેબ ! આ તો પેલાં ઇંદિરાબેનનો ફોટો છે. તે દિવસે આપણે બેલાર્ડ પીયર ઉપર જોયાં હતાં તે.

**પ્રોફેસર** :–But, But, But, She is my wife !

**મેના** :–કપાળ તમારૂં ! મોઢું ધોઈ આવો જરી મોઢું ! બોય ! આ પ્રોફેસરની બાયડીને ત્હેં જોઇ છે કે ? !

**બોય** :–હા ! બાઈ સાહેબ ! તે દિવસે ભુલેશ્વરમાં દર્શન કરવા જતાં હતાં તે.

**મેના** :–પ્રોફેસર સાહેબ ! ત્હમે મ્હને છેતરી !

**પ્રોફેસર**– :–મેનાસુંદરી! મ્હેં તો માત્ર ત્હમને છેતર્યાં પણ ત્હમે તો મ્હને સાથે લાગ્યો છેતર્યો, અને પૂરેપૂરો વેતર્યો!

**પોપટ** :–(પ્રત્યક્ષ થઇને) પોઝીશન ઢેમ!

**મેના** :–પ્રોફેસર! ત્હમારે પત્નિ હૈયાત છે છતાં જુઠું બોલી ત્હમે મ્હારી જીંદગી બગાડી, એનો શું જવાબ છે? બોલો, જવાબ આપો!

**પ્રોફેસર** :–પોપટ જેવો ત્હમારે માથે જીવતો જાગતો ધણી છે છતાં ત્હમે મીસ મેના કેમ? એનો જવાબ આપો ત્યાં સુધી હું મ્હારો જવાબ તૈયાર કરૂં છું.

**મેના** :–પણ મ્હેતો કાયદેસર છૂટ્ટા છેડા કર્યા છે. માટેજ મ્હેં ત્હમારી સાથે સીવીલ મેરેજ કરી લીધાં છે.

**પ્રોફેસર** :–એટલે હવે શું Once more કરવા માગો છો?!

મેના :–પ્રોફેસર! હવે હું ત્હમારાથી ખુબ કંટાળી ગઇ છે!

**પ્રોફેસર** :–ત્યારે હવે હું ત્હમારાથી ગળોગળ ધરાઈ ગયો છું. મેના સુંદરી! હવે ત્હમે ત્હમારે રસ્તે! હું મ્હારે રસ્તે! ભલાં થઈ પેલી છબી હવે મ્હને પાછી આપો એટલે પત્યું!

**મેના** :–એ તો હું પોલીસને સ્વાધીન કરીશ.

**પ્રોફેસર** :–મેના સુંદરી ! શું મ્હારી આબરૂ આમ બેઆબરૂ કરશો ?!

**મેના** :–ત્હમે તેનેજ લાયક છો. ॥ **कुपात्रे दीयते दानम् तत सर्वम् निष्फलम् भवेत्** ॥ મ્હેં મ્હારા ખિલતા યૌવનની કલગી ત્હમારા હાથમાં આપી ! મ્હેં મ્હારા હૃદયની મીઠી સાકરનું સરબત મૂખાર્વિંદ પ્યાલા મારફતે પાયું ! મ્હેં ત્હમને મ્હારા માન્યા ! અને અંતરની ખાટી મીઠી વાનગીઓ પીરસી ! અને આખરે ત્હમે વિશ્વાસઘાત કીધો ! અને મ્હને દગો દીધો તેની સજા તો ત્હમને થવીજ જોઇએ.

**પ્રોફેસર** :–મેનાસુંદરી ! કોઈપણ રીતે ત્હમે તે વાત જતી કરી શકો કે ?! ત્હમે આમ મ્હારી બદનક્ષી કરશો. તો મ્હારી સરવીસ જશે તેથી ત્હમને ફાયદો શું થશે વારૂં ?!

**મેના** :–પ્રોફેસર સાહેબ !Mind well ત્હમારી નોકરી તો જશે, પણ સાથે સાથે સજા પણ થશે ! બેઆબરૂ બનશો અને જ્યાંત્યાં હીપ ! હીપ ! હુરરે ! ના પોકાર પણ ત્હમારી પાછળ પડશે. બોલો–

**પ્રોફેસર** :–મેના સુંદરી ! ગમે તે ભોગે મ્હને જતો કરો ! હું ત્હમારી માફી માગું છું. મેના સુંદરી ! દયાની અરજી મંજુર કરો !

**મેના** :–પ્રોફેસર સાહેબ ! આ તો મેનાના જીવન મરણનો સવાલ છે. ત્હમે માફી માગી ચાલ્યા જાવ ! પછી મ્હારી શું વલે થાય ?! ન રહી ઘરની અને ન રહી ઘાટની.

**પોપટ** :–ધોબીની કુતરી !

**પ્રોફેસર** :–ત્યારે કરવું કેમ ?

**મેના** :–મ્હારૂં આયુષ્ય આંકો !

**પ્રોફેસર** :–હું કંઈ જ્યોતીષી છું કે ?!

**મેના** :–જૂઓ ! સાહેબ ! મ્હારી અત્યારે વર્ષ ૨૮મી વર્ષગાંઠ; બાકી બીજાં બોતેર જીવવાની, એટલે દર વરસના ભરણપોષણના રૂપીઆ એક હજાર લેખે બોતેર હજાર થાય. અને તેમાં ઉચક વ્યાજના ત્રણ હજાર ઉમેરી પોણા લાખ રૂપીયાની રકમ પરખાવી દયો ! પછી ફારગતી લેઇ લ્યો !

**પ્રોફેસર** :—અધધધધ ! મ્હારી બાયડીના દરદાગીના વેચું, ઘરબાર વેચું, માલમિલકત વેચું બધું વેચી સાટીને વરઘોડે ચડું તો પણ મેના સુંદરી ! ત્હમારૂં પુરૂં નહિ થાય ! માટે ભલાં થઈ, માયાળુ થઇ, દયાળુ થઇ, ચાર આંનીમાં પતાવો ! હું પગે લાગું છું.

**પોપટ** :–જોયું પોઝીશન ઢમ ! આતો લ્હેરી બાઇને લફરૂં લાગ્યું !

**મેના** :–પ્રોફેસર સાહેબ ! એટલે શું ? ત્હમે શું કહેવા માગો છો !

**પ્રોફેસર** :–મેના સુંદરી ! પરાંણે પંદર હજાર પુરા કરીશ એટલી જ સ્થિતિ છે.

**મેના** :–પ્રોફેસર સાહેબ ! બોતેર વરસના પંદર હજાર તો એક વરસનું શું ? ત્રીશાશી મૂકો ?!

**પ્રોફેસર** :–હું ગણીતનો પ્રોફેસર નથી ! મેનાસુંદરી ! હું તો ફ્રૅંચ લેન્ગવેજનો પ્રોફેસર છું ! માટે ત્હમેજ એ હિસાબ ગણી જૂઓ !

**મેના** :–બેવકુફ ! અહીં ગણીતના હીસાબ ગણવાની કે, ભાષાના લેકચરની કયાં વાત છે ?! અહીંતો ખોરાકી પોષાકીનો આ વિષય છે.

**પ્રોફેસર** :–તો છેવટે વીસ હજારમાં પતાવો !

**મેના** :–ઠીક ! સ્રીનું હૃદય કોમળ છે, અને સંતોષી છે તેની પ્રતિતી ખાતર, હું ત્હમારા વીસ હજાર રૂપીયાથી મ્હારો દાવો માંડી વાળું છું માટે રોકડા આપી દો.

**પ્રોફેસર** :–ના ! મેનાસુંદરી ! મુદતી ચેક લ્યો !

**મેના** :–કઈ બેંકનો ?!

**પ્રોફેસર** :–સેંટ્રલ !

**મેના** :–પ્રોફેસર સાહેબ ! હાલ કેટલી રકમ જમાં છે ?!

**પ્રોફેસર** :–માત્ર ! ત્રણુસો તેત્રીસ ત્રણુ આના ચાર પાઇ !

**મેના** :–બેવકુફ ! વીસ હજાર પુરા કયારે થશે !?

**પ્રોફેસર** :–મેના સુંદરી ! મ્હને એક માસની મુદત આપો, તે દરમીયાન, મ્હારી સુંદરીને સમજાવી તેના ત્રીસ

હજારના દાગીના ઉપર વીસ હજાર વ્યાજે મેળવી. આવતી તારીખ ત્રીજી જુને બેન્કમાં ભરી દઇશ અને ચેક સીકરાઈ જશે.

**મેના :**–Yes ! Alright ! Write down !

**પ્રોફેસરઃ**–( ચેક લખે છે અને આપે છે )

**મેનાઃ**–પ્રોફેસર સાહેબ ! તસ્દી માફ કરજો !

**પ્રોફેસરઃ**–પણ ભલાં થઈ ! મેના સુંદરી ! આ બધું ભૂલી જજો ! અને આપણી પ્રાયવેટ બાબતોને અહીંજ ડાટી દેજો !

**મેનાઃ**-જરૂર ! પ્રોફેસર સાહેબ ! ખૂન કરીને લાશને દાટી દીધા પછી વાત બહાર બોલાતી હશે કે ?

**પ્રોફેસરઃ**–ગુડ બાય !

**મેનાઃ**–ગુડબાય ! ગુડબાય ? હેલો ! ગુડબાય !

( પ્રોફેસર જાય છે. "ઢીલા પગે અને વીલા મોઢે." )

**મેનાઃ**–બોય !

**બોયઃ**–બાઈ સાહેબ ! ત્હમે ફાવ્યાં !

**મેનાઃ**–વીસહજાર પાકયા !

**પોપટઃ**–કયાં ? બાવળીએ !

**મેનાઃ**–( બોય ને, ગેલમાં આવી ગલીપચી કરી તાળી આપે છે. )

મેના:- કવિતા

ભલે જમાનો વધ્યો જગતમાં,
અનેક કળામાં નિપુણ બની,
પણ દ્રવ્ય પ્રાપ્તી સખત વખતમાં,
બધી રીતે મુશ્કેલ બની—
દિલ અમન-ચમનમાં રાજી,
નટખટ નસીબની નખરાંબાજી;
ખટપટ કરતાં, ઝટપટ ઝપટમાં
નફટને લેતી, મોહકળાની મધુરજનીમાં,
એજ કળા આદર્શ ખરી;

મેના:-બોય ! બબુચકને બરાબર બનાવ્યો ને ? !

બોય:-પણ બાઇ સાહેબ ! મુદતે ચેક સીકરાય તોજ !

મેના:-બોય ! ત્હેની ચિંતા નથી ! જો ચેક પાછો ફરે તો એ ઉલ્લુને જેલજ મળે !

બોય :-બરાબર છે !

પોપટ :-આ ગોલ્ડનગેંગની ગદ્દીને બરાબર ડફણાં પડયાં નથી, એટણે મલકાટમાં અને ઉકળાટમાં મ્હાલ્યા કરે છે. જોબનની વખારનો માલ વેચાઈ જશે એટલે આ કુમારજા હાથ ઘસતી થશે ! પછી પાપપંથના વટેમાર્ગુનો

ફુટબોલ બનશે, એટલે ઠેકાણે આવશે કે કેમ ? એજ એક સવાલ છે ?!

**મેના** :–પણ બોય !

**બોય** :–બાઈસાહેબ !

**મેના** :–રમાનાથને ત્હેં મ્હારો લેટર આપ્યો કે ?!

**બોય** :–બાઇસાહેબ ! વિના વિલંબે !

**મેના** :–તો લેઇટ કેમ ?

**બોય** :–બાઈસાહેબ ! શેરીનાં છોકરાં વાતો કરતાં હતાં કે રમાનાથને કોઈએ ખોખરા કર્યા છે ! એટલે આ એક્સીડન્ટથી કદાચ ગાડી લેઈટ પણ હોય !

**મેના** :–પણ તું તપાસ તો કર !

**બોય** :–બાઇ સાહેબ ! આપ આરામ કરો ! હું તપાસ કરૂં ! (બન્ને જાય છે)

**પોપટ** :–આ અભાગણીએ હવે રમાનાથને ફસાવવાની જાળ બીછાવી છે. હજુ સુધી પ્રોફેસરમાં તો ફાવી છે; પણ રમાનાથ કંઈ કાચા ગુરૂનો ચેલો નથી કે આ બાઇસાહેબ એને મુંડી નાખે ! ઠીક છે ! પણ ! જ્યારે આમને આમ આ પરદુઃખભંજન દેવી ! પશુવૃત્તિમાં અટવાયાજ કરશે અને જ્યારે એનો આરો આવશે ત્યારે મ્હારે શું ? આર્યમીશનમાં આ સુઘડ સુંદરીની શુદ્ધી

કરી લેવી ?! કે આ પાપની પૂતળિને ધોઈ નાખવી ? પ્રભુ ! તે તું જાણે !

કવિતા

મલિન મનને માંજવાનું સાધન સાચો પશ્ચાતાપ.
વિપરીત કર્મથી પાછું વાળી સદ્‌વિચારનો સતત્‌જાપ.
સાચી શુદ્ધી બુદ્ધિ સુધરે–આપોઆપ અંતરચક્ષુ.
ઉઘડે
જીવન સુખશાંતિ વ્યાપે સઘળે નિર્ભય પંથે પગ.
ઉપડે.
એજ અનુપમ યશ—આરામ— (જાય છે).



## અંક બીજો



પ્રવેશ ૫ મોઃ- સ્થળઃ-ઇંદિરાનું આનંદભૂવન!

પાત્રોઃ-ઇન્દિરા; કમળા; રમાનાથ; તારવાળો.

ઇન્દિરાઃ- કવિતા.

એકાન્તમાં અતિ અકળાણું સખી!
એકલું-અટુંલું દિલ નકકી.
વ્હાલાને આવવાની આજ વકી,
સોળેસોળ આના સાચી હતી—
અન્ન પાણીની આખડી, અંતર લેતું આજ;
મોહન મૂખ-દર્શન પછી, સઘળું સૂઝે કાજ.
છબી આ હૃદયમાં મઢેલી છે, એ સામે ઉભેલી જોઈશ જ્યારે!
જીંદગીના આનંદનો લ્હાવો, આ સંસારમાં લઇશ ત્યારે.

અણઘડ અબળા પણ ઇચ્છે અંતરનો એકનાથ;
નાથ એજ શુભ સાથ છે, ભવમાં બીજા ભ્રાત,

કમળાઃ-(પ્રવેશ કરીને):- સ્વગતઃ-અહા ! અહીં હૃદયનો ભાર ઓછો કરવા આવી, ત્યારે બેને તો પોતાનાજ હૃદયની વ્યાકુળતા બતાવી. જ્યાં રડતીના આગળજ રોવાનું ત્યાં તો હૃદયનું ભૂષણુજ ખોવાનું, માટે હૃદયના દુઃખને-હૃદયમાંજ દબાવું, અને બ્હેનને જરી બનાવું ! (પ્રત્યક્ષ) અહા ! આજ તો કંઈ ફોટો લેવા જેવાં લાગો છો ! અહા ! આવોતો ખરાં ! આ આયનામાં સૌદર્યનો સાક્ષાત્કાર કરાવું !

ઇન્દિરાઃ-કમળા ! શું જોઉં ? બેન ! એનો-જોનાર જોશે, એટલે ભાગ્યની ભૂમિકા ઉજવલ થશે.

કવિતા.

સુખ કમળ મ્હેં પ્રફુલ્લિત કીધું,
એ માનસ-સરોવરના હંસને માટે;
શીયળ કંકુને સ્નેહ પાણીમાં ભીંજાવી,
ચાંદલો કપાળમાં કીધો નીરાંતે-
સેન્ટ-અત્તર-લવંડર છાંટયાં,
સ્નેહ સુગંધી પરખાવવા સારૂ
સૌભાગ્ય-કંકણના ચળકારે,
સ્વામી જીવનમાં અજવાળુ.

દેહલત્તા દિપાવી અનુપમ, પ્રિતમ ચંદ્રનું
અમૃત પીવા;
મ્હારે મન આજે દેવદીવાળી સખી ! ઘરઘર
પ્રગટાવી દીધા દીવા.

(ચ્યુન આવે છે અને તાર આપે છે)

ઇન્દિરા :-(તાર વાંચીને) કમળા ! કહે શું કરીશું ?

કમળા:-કેમ કંઈ રોકાઇ ગયા ?!

ઈન્દિરા :-ના ! ડાઇડ થયા !

કમળા :-ખોટું ! બનાવટી ! બદમાશોનું ભયંકર
ાવત્રું !

ઇન્દિરા :-હાય ! હૃદય ચીરાય છે !

કવિતા

રે વિશ્વપતિ ! તું કયાં જઇ વસ્યો !?
હા ! ક્રુર દૈવ્ય ! કરડી નજરે હસ્યો.
દુઃખનો ડુંગર મ્હારા શીર પર ધસ્યો—રે૦
અમૃત ઘડીમાં યમ-ઘંટ એ કાળનું કેવું ગણીત !
ચૈતન્ય પલકમાં જડ બને એ શું બધું ઈશ્વર પ્રણીત ?
અરેરે નિર્દોષ આશા આ હવે કોંનો કરે ભરૂંસો ?
—રે૦

અરેરે ! શબ્દમાંથી અર્થ ગયો ! પરાગ પુષ્પનો ઉડી ગયો ! અંજનનું આયુષ્ય ખતમ થયું. ! અને સૌભાગ્ય ટીલડીનું નુર નીતરી ગયું ! એવાતનનાં કંકણો બિચારાં કળકળે છે અને આભૂષણો ઉપર શોકની કાળી છાયા ફરી વળે છે. કુદરતે કેસને નિર્માલ્ય કીધા, અને ઇદ્રિઓના દેવતાઓને નિસ્તેજ બનાવી દીધા. હા ! પ્રભુ ! ત્હેં આ શું કર્યું ? શું મ્હારૂં સર્વસ્વ હર્યું ? !

**કમળા**:–બે'ન ! ત્હારી મુખ–મુદ્રા ઉપર સૌભાગ્યવંતીનું સૌંદર્ય તેજ ઝળહળે છે. આ ઓષ્ટની રતાશ ઉપર ફીકાશ નથી, નયનના તેજનું નુર પ્રકાશીત છે. કેશની કાળાશમાં અજબ કુમાશ અને સુવાસ છે. ગાત્રો પ્રફુલ્લિત ગૌરવશાળી છે માટે તું નક્કીજ સૌભાગ્યશાળી છો.

**ઇન્દિરા**:–પ્રભુ જાણે !

કવિતા.

જે જગતનો આધાર છે, તે નિરાધારનો બેલી નકી !
જે અદ્રશ્ય અપરંપાર છે તે સંભાળનારો સર્વને–
તે ઉદ્ધારશે ભ્રમણા થકી– —તે૦
અમંગળ નથી એના અધિકારમાં–જે મંગળ મનોહર
મહા ગુરૂ !
બલિહારી એનાનામની જ્યાં–ત્યાં બને નહિ કંઇ બુરૂ !!

**ચિત્રલેખા જે લેખલખતી-ભાગ્યનો પ્રસંગ ભાખી,**
**તે માયા પતિ શ્રી કૃષ્ણ-ચંદ્રે દ્રૌપદીની લાજ રાખી**
**તે—નિ—રા—ધા—ર—નો—એ—લી—ન—કી.**

**જે જગતનો૦**

(ઇંદિરા પતિના ધ્યાનમાં તદ્રુપ બની તંદ્રાવસ્થામાં)

**રમાનાથઃ**-(આવીને) કેમ ઇન્દિરા ! હવે જગતની રંગભૂમિ ઉપર ત્હારે શું પ્રસંગ છે ? !

**કમળા ઃ**-રમાનાથ ! તે પૂછવાનો ત્હમને શું અધિકાર ?

**રમાનાથ ઃ**-અરે વ્હાલા ! શું તૃષાતુરને પાણી ન પાવું કે ?! શું ભૂખ્યાને ભોજન ન દેવું કે ? શું આંધળાને રસ્તે ના ચડાવવો કે ? શું ગરીબને ગુપ્તદાન ન દેવું કે ? શું દુઃખીને દિલાસો ન આપવો કે ? શું બળતાનો જીવ ન બચાવવો કે ?! શું કોઈની લાજ રાખવા હાથ ના લંબાવવો કે ?

**કમળા ઃ**-રમાનાથ ! શું ? શું ? શું કરો છો ?! આ ત્હમારૂં ભણતર ! ત્હમારી વિદ્વતા ] ત્હમારૂં સાક્ષરત્વ ! ત્હમારી બુદ્ધિ ! ત્હમારૂં જ્ઞાન ! ત્હમારી ભાષા ! ત્હમારૂં ભાન ! ત્હમારી શક્તિ ! એ બધું ત્હમારી પ્રપંચલીલાના પ્યાલામાં ત્હમારી પાપી વાસનાના પાણીમાં ઓગળી ગયું છે. બસ ! હવે ત્હમે આ પૃથ્વિને અપવિત્ર કરો છો. બસ ! હવે ત્હમે આ હવાને બગાડો છો. જાવ ! દૂર થાવ !

**રમાનાથ** :–બસ ! મ્હારે ઈન્દિરાનું કામ છે !

**કમળા** :–શું ? (હાથમાં સ્ટીક લઈને) ગુમડાની વેદનાથી ગરીબ ગાય રીબાતી હોય, તેની ઉપર ચંચુપ્રહાર કરી, વેદનાની વૃદ્ધિ કરવાની વૃત્તિવાળા કુટીલ કાગડા ! જા ? ત્હારી રૂપાની ચાંચ ! ત્હારી સોનાની ચાંચ ! જો! મ્હારા કૃષ્ણચંદ્ર આજે વિલાયતથી આવનાર હોય તો ઉડી જા ! (સ્ટીક ઉગામે છે):–રમાનાથ ચાલ્યો જાય છે.

ટેબ્લો

વિયોગની અંધારી ઘોર રાત્રીમાં નિર્ભયતાના સિંહાસન ઉપર આરૂઢ દેવીઓના વિષાદનું દર્શન

અંક બીજો પુરો



## —અંક ત્રીજાનું પ્રવેશવાર વર્ણન—



**પ્રવેશ :**—પ્હેલો

**સ્થળ :**—ગુણિયલ નિવાસ.

**પાત્રો :**—ગુણસુંદરી, પ્રોફેસર, પોપટ.

ગુણસુંદરી પોતાના મકાનમાં સંસારની આધીવ્યાધી અને ઉપાધિને, વધારાના વાસણની માફક અભરાઈએ ચઢાવી, તબિયતથી હરિકિર્તનમાં હેત કરી રહી છે. મેના સુંદરીને આપેલા ચેકની મુદતમાં હવે માત્ર પંદર દિવસજ બાકી છે, તેની જોગવાઈ કરવાની વેતરણમાં, પ્રોફેસર ગુણસુંદરી પાસે બહુ દિવસે આવે છે. અને હજુપણ પોતાના ક્રિયમાણમાં પડી ગયેલી આદતોનો ભાવ ભજવે છે. સંસાર વ્યવહારમાં અનુભવથી ઘડાએલી, ઠરેલ, સાત્વિક પ્રકૃતિની, સમજુ ગુણસુંદરી આગળ એકજ ઇંદ્રિયના જ્ઞાનવાળો પ્રોફેસર ઉલ્લુ જેવો દેખાય છે. અને ગુન્હો રાંક છે એ નિયમે ઓશીઆળા દીલથી. કાળજુ

કઠણુ કરી, ગુણુસુંદરી પાસેથી પલ્લાના દાગીના અને કેટલીક રોકડ રકમ પડાવે છે. મુલતાની શેઠના વેશમાં પોપટ આવી, દાગીના ઉપર રૂપીઆ આપવાનું નક્કી કરે છે. ગમે તેમ તોપણુ નિર્દોષ, ખિલેલી, રઢીઆળી, અને કુદરતની મહેરમાં લહેર કરતી લીલી લત્તા ઉપર છેલ્લો પ્રહાર કરતા આ નિષ્ઠુર શંખભારથી પ્રોફેસરના હાથ કંપે છે અને દિલ ડંખે છે. સાત્વિક પ્રૌઢાની સારવારથી પ્રોફેસર શુધ્ધિમાં આવી મુલતાની શેઠના મુકામે રૂપીઆ લેવા જાય છે- પોપટલાલ પાછો આવી ગુણુસુંદરીને દાગીના સુપ્રત્ કરે છે. ગુણુસુંદરી કચવાતા દિલે પોપટની શિખામણુના બે શબ્દો સાંભરે છે-

ટેબ્લો

ગુણુસુંદરીની ધર્મનિષ્ઠ ભાવના, અને પોપટલાલની પરમાર્થિ સેવાવૃત્તિનું અનુપમ ભાષ્ય.

*　　　*　　　*

પ્રવેશ બીજો શરૂ થતાં પહેલાં એક પ્રસંગ.

—નેપથ્યમાં—

વાંચક અને પ્રેક્ષકને વસ્તુનું અનુસંધાન વિચારવા અર્થે

વિલાયતથી ઇંદિરા ઉપર આગમનનો દિવસ વાર અને [illegible] [illegible] કરી પહેલો તાર [illegible] [illegible]

તે ઇંદિરાને મળે છે. [અંક બીજો:-પ્રવેશ પાંચમો] પરંતુ સંજોગવસાત કૃષ્ણચંદ્રને અમેરિકાની ચીકાગો યુનિવરસીટીની મુલાકાતે ઇન્ડિયાના એક પ્રિન્સની સાથે એકાએક જવાનો પ્રસંગ ઉપસ્થિત થવાથી બીજો તાર, અમેરીકા થઇને અમેરીકાથી બારોબાર ઈન્ડિયા આવવાનું બની શકશે. એમ કૃષ્ણચંદ્ર ઇંદિરા ઉપર મુકે છે તે ઇંદિરાને મળતો નથી. પણ તે જ સમયે કૃષ્ણચંદ્રના મૃત્યુ સમાચારનો બનાવટી તાર મળે છે અને બીજા અંકનો પાંચમો પ્રવેશ ગમગીનીમાં ખતમ થાય છે.

આ બધી ઉપાધિઓનો કારણભૂત રમાનાથ છે. રમાનાથ કોઈપણ ભોગે ઇંદિરાને નિરાધાર બનાવી તેનો લાભ લેવાની તરકીબો રચી રહ્યો છે, અને અનેક તર્કટો ઉભાં કરી, ઇંદિરા ઉપર આફત ઉતારવા ઉંડી ખટપટમાં પડયો છે. તેણે વિલાયતમાં અભ્યાસ કરતા પોતાના મિત્રોદ્વારા કૃષ્ણચંદ્ર ઉપર બારીક તપાસ રાખી, દરેક બાબતની બાતમીઓ મેળવી લીધી. અને પોતાની મરજી માફક કૃષ્ણચંદ્ર અને ઇંન્દિરા વચ્ચેનો તાર અને પત્રવહેવાર કબજે કરવાનો રસ્તો સરલ કરી દીધો. અને અંતે રમાનાથે, જર અને જહેમત વડે કૃષ્ણચંદ્રનો વિલાયતથી અમેરીકા જતી વખતેનો અને અમેરીકાથી ઇન્ડિયામાં આવતા પ્હેલાં-આગમનના સમયનો નિર્ણય કરેલો તાર કેચ કર્યો છે સિવાય આ બધી બાબતોથી

ઇંદિરાને અજ્ઞાન રાખી મુસીબત અને મુશ્કેલીમાં મુકવા માટે કિન્નાખોર રમાનાથ તેની ઉપરના તાર અને ટપાલ બધું બારોબાર પૈસા વેરી મેળવી લે છે. તે પછી બીજો પ્રવેશ શરૂ થાય છે. (પ્રત્યક્ષ)



## પ્રવેશ બીજો



**પ્રવેશ** :–બીજો.

**સ્થળ** :–મેનાનો ઉતારો.

**પાત્રો** :–મેના. રમાનાથ. નોકર (બોય), પોલીસમેન.

સંસારની મુસાફરીમાં મેના એક પછી એક સ્થળ બદલતીજ જાય છે. આ સ્થળમાં મેનાસુંદરી રમાનાથની રાહ જુએ છે, અને આતુરતાથી બોયને પૂછપરછ કરે છે. એવામાં રમાનાથ આવે છે- રમાનાથના હ્રદયમાં કમળા અને ઇન્દિરાના માધુર્યની પડેલી છાપ આગળ મેનાની સીક્કલ બનાવટી લાગે છે. ઉંચા પ્રકારની હાફુસ પાયરીના નિરક્ષકને બીજી સાધારણ કેરી ગમતી નથી. મેનાની ઉપલકીયા ટાપટીપ તરફ રમાનાથને તિરસ્કાર આવે છે.

છતાં પ્રોફેસરની કમાઇ પચાવી માલદાર બનેલી મેના પાસેથી કંઇક મેળવવાની લાલચમાં લટી પડે છે. અને બન્નેના હ્રદયમાં કાતિલ ઝહેર છતાં

પણ અન્યોન્યને છેતરવાની કરામતમાં જીભે સાકર વાટવાની શરૂ કરી દે છે. રમાનાથ, મેનાને વીસ વર્ષ પ્હેલાનાં જમાનામાંથી અપ–ટુ–ડેટ જમાનાની લાઈન ઉપર ખેંચી લાવે છે, જેમ ગોડાઉનમાંથી ડબાને એન્જીન લાઇન ઉપર મૂકે છે તેમ, મેનાના લાંબા વાળ બોબ્ડ–હેર બનાવે છે, અને પોશાકમાં ઘટતો ફેરફાર કરી, મેનાએ કરેલા અભ્યાસની કિંમત મેળવવા એટલે મહેનત કરી પૈસા કમાવવાની સૂચના આપે છે. દરેક પ્રકારે દાદા-ગીરીમાં પૂરો, માથુ મૂકીને માલ ખાનારો, ખાપરો, ભલભલાને ખિસ્સામાં મૂકીને ફરનારો, અલમસ્ત માતેલા સાંઢની માફક મારકણો, ડાહ્યા માણસોની દલીલોને પગની ઠોકરે મારનારો, આ સર્વ લક્ષણના પુરા રમાનાથ આગળ દબાઈ ગયેલી મેના બધી રીતે હાજી હા કરે છે પરંતુ પોતાના દાવમાં લેવાની તક તકાસી રહી છે રમાનાથ અને મેના પીએ છે. લ્હેરમાં અને લ્હેરમાં મેના રમાનાથને કૌવતહિન કરનારી અને બેશુદ્ધ બના-વનારી દવા જલદ બ્રાન્ડીમાં પાઈ, બેભાન બનાવી બાંધી ખિસ્સા ખાલી કરી લે છે અને ખૂન કરવાની તૈયારીમાં છે, પણ જલદમાં જલદ શરાબનો પિયાક રમાનાથ જલદી સ્વસ્થ થાય છે પરંતુ તાકાતહીન અવસ્થામાં મેનાની સાથે વાદવિવાદમાં, એવામાં બાતમીના આધારે પોલીસ આવે છે, ભાનમાં આવેલા રમાનાથને પોલીસ જાણી જોઈને નાસી જવા દે છે. મેનાની જડતી

લેતાં, અને સરસામાનની જડતી લેતાં, પ્રોફેસરે આપેલો ચેક અને રમાનાથના ખીસ્સામાંથી લીધેલી ઇંદિરા ઉપરના તાર અને તાજી ટપાલ એ બધું પોલીસ કબજે કરે છે. અને મેનાના ખૂની છરા વડે મેનાનું નાક કાપી પછી પોલીસ ગેઈટ ઉપર લેઈ જવાની પોલીસ વાત કરે છે. પોલીસે નોકરને પણ પુરાવા તરીકે કબજે કર્યો છે. મેના કરગરે છે. રડે છે. અન્તે મોહમેડન પોલીસ સાથે નિકાહ કરવાની કબુલાત આપી બુરખો પ્હેરી કલમા પઢવા બીબી બની પોલીસ પાંછળ જાય છે. આયને પણ સાથે રાખે છે.

પ્રવેશ ત્રીજો શરૂ થતા પ્હેલાં પ્રેક્ષક અને વાંચકને માટે કેટલુંક જાણવા જેવું. :—

વિલાયતમાં પૈસે ટકે તદ્દન ખાલી થએલા પ્રભાકરને, પરણેલો મેડમ ફ્લોરેન્સ પડતો મેલી તબિયતનું બ્હાનું બતાવી ઈન્ડિયાના એક માલદાર પ્રિન્સ સાથે આશક—માશુકનો કિસ્સો મ્હાલવા સ્વીટ્ઝર્લેન્ડ ચાલી જાય છે. વિલાયતમાં ઇન્ડિયનો પાસેથી બેગીંગ કરી મુસાફરી માટે ખર્ચી મેળવી અથડાતો કૂટાતો પ્રભાકર ઈન્ડિયામાં આવી ગયો છે; એણે કોઇપણ પ્રકારે બેરીસ્ટરની ડિગ્રી તો મેળવેલી છે; પરંતુ હજુપણ એના વિચારોમાંથી વિલાયતી સંસ્કારોનો સળવળાટ ઓછો થયો નથી. એવાં સંજોગોમાં કમળા અને પ્રભાકરના ઘરસંસારનું દર્શન.

# પ્રવેશ ત્રીજો



**સ્થળ** :–કમળાની પર્ણકુટી.

**પાત્રો** :–કમળા. પ્રભાકર. ફ્લોરેન્સ વિગેરે.

સરળ સ્વભાવની કમળા પોતાની સાદી પર્ણકુટીમાં સાદુ જીવન ગુજારતી, સંતોષવૃત્તિમાં તકલી કાંતી રહી છે. કમળાના સહેવાસ અને ગરીબ દેશની ગુંજાશની ખટાશથી હજુ પણ પ્રભાકરના હૃદય ઉપર બાઝેલો વિલાયતી કાટ બરાબર ઉતર્યો નથી. તે મનસ્વીપણે વર્તે છે. પોતાની આવક કરતાં જાવક વધારે રાખે છે. એથી તેને કમળાથી છુપી રીતે મૂલતાની અને મારવાડીઓને ત્યાં ડબલ ખાતાં બાર મહિને બમણાં આપવાની કબુલાતનાં પાડવાં પડે છે. અને વિલાયતી વિલાસને પ્હોંચી વળવાને માટે બહુ જગ્યાએ ઉધારની અટપટી જાળમાં ગુંચવાવું પડયું છે. કરોળીઓ પોતે પોતાનીજ જાળમાં ફસાય છે તેમ !

આજે બે ચાર દિવસે કમળાને પ્રભાકરના દેદારનાં દર્શન થાય છે. કોમળ સ્વભાવની કમળા મિઠાશથી

પ્રભાકરને માર્ગ-દર્શન આપે છે. પ્રભાકર બેદરકારી બતાવે છે, એટલામાં પ્રભાકરના લેણદારોનું કટક ચડી આવે છે. પ્રભાકર મિજાજ ગુમાવી વાંકો જવાબ આપે છે. તેમને બરાબર સાંભળી કમળા ઇન્સાફ આપે છે. બધા જાય છે, પ્રભાકરની ટપાલ આવે છે. તેમાં પ્રિન્સની સાથે ઇન્ડિયામાં આવેલી મેડમ ફ્લોરેન્સનો પત્ર છે. તે આજે અહિં પ્રભાકર પાસે આવવાની હોવાથી તેને માન આપવાની તૈયારી કરે છે. મેડમ ફ્લોરેન્સ આવે છે. પરસ્પર ભેદની જવનિકાનું છેદન. ચતુરાઇથી કમળાદેવી મેડમ ફ્લોરેન્સે પડાવેલી પોતાની મિલ્કત પાછી મેળવે છે.

—ટેબ્લો—

હિંદ અને બ્રિટનની પ્રકૃતિનું અવલોકન કરતો અભ્યાસી રજોગુણ અને સત્વગુણનું સ્વરૂપ સમજે છે.



# પ્રવેશ ચોથો



**સ્થળ** :–રમાનાથ કલબ.

**પાત્રો** :–બધાં પરિચિત.

મેના બીબી અને મિયાં પોલીસનો કિસ્સો. પોલીસ-માંથી પોપટ. આખરે મેના સાચા દિલના પશ્ચાતાપ વડે પ્રાયશ્ચિત કરી વિશુદ્ધ થાય છે. બન્ને જણ શહેરીજીવન-માંથી ફારેગ બની, ગ્રામ્ય સુધારણાર્થે ગામડામાં જવાની પરસ્પર કબુલાત કરે છે. પછી ગુણસુંદરીને પેલો ચેક અને ઇંદિરાદેવીને કૃષ્ણચંદ્રના કાગળો આપવા મેનાસુંદરી અને પોપટલાલ જાય છે. ખુન ઉપર આવેલો રમાનાથ આવે છે. અનેક વિચારોને અન્તે બદીમાંથી નેકી તરફ વળે છે, અને ઇંદિરા યાને હિંદદેવીની ક્ષમા–યાચના અર્થે જાય છે.



## પ્રવેશ પાંચમો

**સ્થળ** :—ઈન્દિરાનો દરિયા ઉપરનો એક સુંદર બગીચો.

**પાત્રો** :—ઈન્દિરા, ગુણસુંદરી, પ્રોફેસર, મેનાસુંદરી, પોપટલાલ, કમળાદેવી, પ્રભાકર, રમાનાથ, કૃષ્ણચંદ્ર, મેડમફ્લોરેન્સ, હરિજન બાય વિગેરે.

ઈંદિરા મનોહર ઉદ્યાનમાં અનેક તર્કવિતર્કોમાં ગમગીન બેઠેલી છે ત્યાં ગુણસુંદરી અને પ્રોફેસર આવે છે. વાતચીતને અંતે પ્રોફેસર સાદુ જીવન ગુજારવાની પ્રતિજ્ઞા લે છે અને ખાદીધારી બને છે એટલામાં પોપટલાલ અને મેનાસુંદરી આવે છે. પોપટલાલ ગુણસુંદરીને ચેક પરત કરે છે અને ઇન્દિરા યાને હિંદદેવીને કૃષ્ણચંદ્રની બધી ટપાલ અર્પણ કરી કૃતાર્થ થાય છે. ઈન્દિરા પોતાના પ્રિય પતિના આજના આગમનનો તાર વાંચી હર્ષાવેશમાં આવી કમળાદેવી અને પ્રભાકરને ટેલીફોનથી એકદમ બોલાવે છે. તેઓ આવે છે, અને ઇન્દિરા આનંદ મંગળ

ગીત ગાય છે. પ્રભાકર પણ સુધરી જાય છે અને સ્વદેશ સેવાની સાચી પ્રતિજ્ઞા લે છે. રમાનાથ આવીને ઇંદિરાના ચરણ-કમળમાં પડી હિંદદેવીની ક્ષમા યાચે છે અને તે પણ સત્ય સંકલ્પ વડે સ્વદેશ-સેવાભાવી બને છે.

(સીન ટ્રાન્સફર)

બેલાર્ડપિયર ઉપર બધાં પાત્રો એકત્ર મળી કૃષ્ણચંદ્રનો સાચા હૃદયથી ભાવભીનો સત્કાર કરે છે અને હરિજન બાય સુતરનો હાર કૃષ્ણચંદ્રના કંઠે આરોપે છે.

—ટેબ્લો—

ઈન્દિરા યાને હિંદદેવી અને કૃષ્ણચંદ્રનો દિવ્ય
મિલાપ જેમ મેઘ અને પૃથ્વિનો સંયોગ.

છેવટનો વિજય-આનંદ



## અંક ૩ જો



**પ્રવેશ ૧ લો— સ્થળ—ગુણીયલ નિવાસ**

**પાત્રો**-ગુણસુંદરી, પ્રોફેસર, અને મુલતાની શેઠના વેશમાં પોપટ.

**ગુણસુંદરીઃ—**

કવિતા

હરિ-કિર્તનમાં હેત કરીને,
કાલા-વાલા-લાલા-બહાલા-
કરગરીને—હરિ૦
મોર મુગટ પિતાંમ્બર ધરીને,
જપશું જીભે શ્રી કૃષ્ણ શરણમ્ મમ, નો જાપ
પછી જમનો નહિ ડર જરીરે— હરિ૦
પરમ્ મંગળ આરતી, પ્રિય કૃષ્ણ-મંદીરમાં થતી,
સમા સમાના ભોગમાં-બધો દિવસ રાત્રી વહી જતી
કૃષ્ણ યાદવ, હેસખે! ગોવિંદનામ ગમે બહુ;
પ્રેમ-લક્ષણા ભક્તિમાં ભગવાનથી રાજી રહું.

**પ્રોફેસર** :-(સ્વગત):-What is superior? Talents or Virtue. Talents admit of limitation. Virtue is supreme and absolute. Let me comprehend the nature of virtue.

Well ! Gun Sundri ! How do you do.

**ગુણસુંદરી** :-પધારો ! પધારો ! આપનાં પગલાં બહુ દિવસે આ ભૂવનમાં પડયાં ! પણ મ્હેતો સાંભળ્યું...કે

**પ્રોફેસરઃ**—(જરાચમકીને) શું સાંભળ્યુ ? ! હુક્ !

**ગુણસુંદરીઃ**—કે ત્હમે સુધરી ગયા !

**પ્રોફેસરઃ**—એટલે શું ? !

**ગુણસુંદરીઃ**—શું ? એજ કે ત્હમે પરણેલીને પરણ્યા.

**પ્રોફેસરઃ**—ઓ ! ત્હારી ! એવો ગપ ગોળો કોણે વળી ફેંકયો વારૂં ? !

**ગુણસુંદરીઃ**—આ પેલા ત્હમારા ભાઈબંધે !

**પ્રોફેસરઃ**—એ વળી કોણ ?

**ગુણસુંદરીઃ**—આ પેલો રમાનાથ !

**પ્રોફેસરઃ**—વંઠેલો !

**ગુણસુંદરીઃ**—ગમે તેમ પણ એણે સોગંદ પણ ખાધા.

**પ્રોફેસરઃ**—સોગંદ ખાય તે સદાય જુઠો.

**ગુણસુંદરીઃ**--ગમે તેમ પણ ત્હમે પૂર્નલગ્ન કર્યું !

**પ્રોફેસરઃ**--કેમ ન કરૂં ? ગુણસુદરી! ઇગ્લીશ એટીકેઈટ; પીયાના ઉપર સુંદર સરોદ, ટેબલ ઉપર સ્વાદીષ્ટ વાનગી, અને દરિયાની ચોપાટી ઉપર આલીંગન સાથે હરવા ફરવામાં હવે અમારે કયાં સુધી વેઈટ થવું ?! શું અમારે આમને આમ સૂકી જીંદગીના જંગલમાં રખડયાજ કરવું?! શું અમારે આશક-માશુકની મનોહર જોડીઓ જોઇ આ હૃદયને બાળી મુંકવું ?! શું અમારે નાટક-સિનેમાનાં પ્રેમના પાત્રો નિહાળી આંખો મિચી દેવી?! શું અમારે આનંદ-વિલાસને અર્થે માનસીક કલ્પનાઓ કરવી ?!

**ગુણસુંદરી** :-એ શું બોલ્યા? ઘરડી ઘોડીને શું લાલ લગામ?

**પ્રોફેસર** :-ગુણસુંદરી! જીવ તો જુવાન છે.

**ગુણસુંદરી** :-ગમે તેમ! પણ ત્હેનું કરવું શું?!

**પ્રોફેસર** :-ગુંણસુંદરી! બાળલગ્નની ત્હમારા સરખી અલાઓ અમારી લાઇફને ઑકવર્ડ પોઝીશનમાં મૂકે છે, માટે ત્હમે લોકો જગતમાં જન્મો છોજ કેમ ?!

**ગુણસુંદરી** :-(હસે છે) :-પૂર્વ જન્મના સંસ્કારયોગે આપણો સબંધ, જગતના નાથે મ્હારો હાથ ત્હમારા હાથમાં આપ્યો! એ પછી કહો મ્હેં આપનો એક પણ

શબ્દ ઉથાપ્યો છે કે?! સ્નેહ-સમૃદ્ધિ, આચાર-વિચાર, સાત્વિક-વિહાર, સ્વાદિષ્ટ-શૃંગાર, દિલખુશ-ઉપચાર, અહર્નિશ, મનોહર-હાસ્યની થાળમાં ભરી ધરાવીએ છીએ તોપણ તમારી તબિયત તો "ગોઢમ"નું ગળે લાકડું બાંધીને બધે રખડતી જ ફરે છે.

**પ્રોફેસર** :-No knowledge without College શું ગુણસુંદરી! ત્હમે લોકો ઈંગ્લીશ ન જાણો એજ મ્હોટી આફત!

**ગુણસુંદરી** :-ઇંગ્લીશ-ફીંગ્લીશનું અમારે કામ શું છે?! અમારે તે ક્યાં સરટીફીકેટો મેળવી નોકરી શોધવા આથડવું છે?! અમારૂં તો ઘરનું કરકસરીયું કામ; વ્હેવારવટમાં સફાઇ-અને ચોકખાઈ; પિત્રાઈ-ગોત્રઇમાં માન-પ્રતિષ્ટા, અને લોકમાં સારવાશ એજ ધ્યેય છે.

**પ્રોફેસર** :-એમાં શું રંધાયું?! પબ્લીક મીટીંગમાં-એસેમ્બલીમાં-જાહેર કલબમાં-એટહોમમાં જો તું મ્હારી સાથે આવે તો બધાંને હસાવે અને મ્હારી પણ હાંસી કરાવે.

**ગુણસુંદરી** :-એટલે શું હું કંઈ જાનવર છું કે?!

**પ્રોફેસર** :-જાનવર તો બિચારૂં સારૂં કે ચારો ચરે ને બેસી રહે! પણ ત્હમે તો?! આ કોણ?! કે:-પ્રોફેસર સાહેબનાં વાઈફ! બળી એ પ્રોફેસરની લાઇફ! સમાજમાં ફરવું પણ અકારૂં થઈ પડયું છે!

**ગુણસુંદરી** :–પ્રોફેસર સાહેબ ! સમાજ ! સમાજ શું કરો છો ?! આ બે હાથ વચ્ચેનું પેટ ભરવાની વિદ્યા ત્હમે ભણ્યા ! માનો કે ત્હમે જીવનની આજીવિકા ભણી જાણી–પણ જીવનું સાર્થક શું ? લ્યો આ વાંચો–ભણો !

[ ગીતાનું પુસ્તક જ્ઞાનેશ્વરી ટીકાવાળું આપે છે ]

**પ્રોફેસર** :– બસ ! Orthodox ! હું સિધી વાત કરૂં છું ત્યારે આ વિષયાંતર કરે છે ! So odd ! ગુણસુંદરી ! મ્હારે છુટ્ટાછેડા કરવા પડશે !

**ગુણસુંદરી** :–કારણ ?!

**પ્રોફેસર** :–ઘરની આયાઓ પણ વિજ્ઞાનમાં આગળ વધેલી છે. તેટલી ત્હમારામાં લાયકાત નથી !

**ગુણસુંદરી** :–પ્રોફેસર સાહેબ ! વિજ્ઞાનના ઉંડા ભેદનું ત્હમને ભાનજ નથી એને માટે તો આ ગીતાજ બસ છે.

**પ્રોફેસર સાહેબ !** ત્હમારૂં વિજ્ઞાન વંડી ઉપરના ખસલા જેવું ઘડી–ઘડીમાં રંગ બદલે, અને અમારૂં વિજ્ઞાન–તો, ચોકસ–કાયમ–નિશ્ચિત અને અક્ષય છે, માટે અમારી કંઠી બાંધો—

**પ્રોફેસર** :–ગુણસુંદરી ! જગત્ ઝડપથી જમાનામાં ઝડપાઈ ગયું છે. એટલે ત્હારી ફીલોસોફીની તતુડી સાંભળવા કોણ તૈયાર છે ?!

**ગુણસુંદરી** :–હા બરાબર છે! બધુય ત્હમે શોધ્યું અને સાધ્યું!! પરંતુ જગતની બેકારીનો તાવ કેટલી ડીગ્રી છે તે તપાસવાનું–થરમામીટર કોઇએ શોધ્યું છે કે?! ચોરી–લુંટફાટ–ખુનામરકી એ બધું ભુખી કુતરી ભોટીલાંને ખાય એના જેવું છે. ખેતી કંગાલ છે. વ્હેપાર દેવાદાર છે. મજુરી બેકાર છે. દરદો અનેક પ્રકાર છે–દારીદ્રતા દેમાર છે આવક ઓછી જાવક વધારે, એટલે આખર સરવાળે ખાડોને ખાડો સાર્વભૌમ્ય સત્તાથી માંડી રોજીંદારોજી ઉપર જીવનારા જથ્થા સુધી તમામના બજેટમાં એંસી હાથનો ખાડો–ટોટો એજ ત્હમારૂં વિજ્ઞાન કે?! પ્રોફેસર સાહેબ! ત્હમે બે રૂપીઆના ધોતીયાને બદલે બાર રૂપીઆનું પાટલુન પ્હેરો–ત્હમે બાર આનાના પ્હેરણને બદલે બે રૂપીયાનું ખમીસ––પ્હેરો––ત્હમે––કોટ––નેકટાઈ–કૉલર–હૅટ–બુટમાં વાર્ષિક શું ખર્ચો છો?! ત્હેનો હીસાબ છે કે? ત્હમે જમવાને માટે જીવો છો એટલે ત્હેની ત્હમને શું ખબર પડે?!

**પ્રોફેસર** :–ગુણસુંદરી! હવે સાપે છછુંદર ગળ્યા જેવું થયું છે?!

**ગુણસુંદરી** :–એટલે?!

**પ્રોફેસર** :–તું–કે–તે?!

**ગુણસુંદરી** :–તમેય વિદેહી જનકરાજાના સ્વપ્ન જેવી વાત કરો છો પણ બેય ખોટું આખરે તો!

**પ્રોફેસર** :–ત્યારે ખરૂં શું ?

**ગુણસુંદરી** :–હું !

**પ્રોફેસર** :–તું એટલે કોણ ?

**ગુણસુંદરી** :–સત્ય !

**પ્રોફેસર** :–સત્યનું સ્વરૂપ શું ?

**ગુણસુંદરી** :–સુખ !

**પ્રોફેસર** :–શું હું સુખી ?!

**ગુણસુંદરી** :–શા માટે નહિ ?!

**પ્રોફેસર** :–સુખી ?! ના ! ના ! હું સુખી તો નથીજ ! બસ હું દુઃખી જ છું !

**ગુણસુંદરી** :–કેમ ?! કેમ ?

**પ્રોફેસર** :–સંસારમાં આદર્શ પત્નિ સિવાય !

**ગુણસુંદરી** :–પ્રોફેસર ! ત્હમે આદર્શ પત્નિ કોને માનો છો ?! દેશની સેવા તો અમે સ્વયંસેવીકા બની કરી શકીએ !

**પ્રોફેસર** :–પણ ગુણસુંદરી ! પ્હેલી પેટની પછી શેઠની પ્હેલો હું ! પછી દેશ.

**ગુણસુંદરી** :–ત્હમે પ્હેલા પછી પ્રભુ !

**પ્રોફેસર** :–શું ત્હમે મ્હારી સેવા કરશો ?

**ગુણસુંદરી** :–બરાબર !

**પ્રોફેસર** :-શી રીતે ?

**ગુણસુંદરી** :-તન-મન અને ધનથી !

**પ્રોફેસર** :-ત્યારે તો હવે આપો વચન !

**ગુણસુંદરી** :-લ્યો આ વચન !

**પ્રોફેસર** :-ત્યારે ત્હમે મ્હને ધન આપો !

**ગુણસુંદરી** :-[પેટી ઉઘાડીને] લ્યો !

**પ્રોફેસર** :-આ તો ફક્ત બસોજ છે.

**ગુણગુંદરી** :-ત્યારે ત્હમારે જોઇએ શું ?

**પ્રોફેસર** :-ફકત વીસ હજાર !

**ગુણસુંદરી** :-એટલી રકમ રોકડ નથી !

**પ્રોફેસર** :-તો દાગીના !

[ગુણસુંદરી દાગીના એકઠા કરી પ્રોફેસર આગળ મુકી દે છે]

**પ્રોફેસર** :-હવે આની કીમત કોણુ આંકશે ?

**ગુણસુંદરી** :-મુલતાની શેઠ !

**પ્રોફેસર** :-હા ! ત્યાંજ જઉં ?! જો ! પણ ! આ કોણુ ? મુલતાની શેઠ ! પધારો ! પધારો ! પધારો ! Well come !

**મુલતાની શેઠ** :-બોલો સાહેબ ! શું હુકમ છે ?

**પ્રોફેસર** :-એજ કે-આ દાગીનાનો જરા કસ કાઢવાનો છે.

**મુલતાની શેઠ** :–પણ કરવું છે શું ?

**પ્રોફેસર** :–એની ઉપર વીસ હજાર રૂપીઆ ઉપાડવાના છે; ટકા વ્યાજે.

**મુલતાનીશેઠ**–કેટલી–મુદતને માટે ?

**પ્રોફેસર** :–અચોક્કસ !

**મુલતાની શેઠ** :–વ્યાજ—વટાવ—ખરાજાત—દલાલી વીગેરે જતાં આ દાગીના તપાસી જોતાં બસો–પાંચસો રૂપીઆ ઓછા મળશે.

**પ્રોફેસર** :–પણ એકચ્યુઅલ આઇટમ કહોને ! Make haste !

**મુલતાનીશેઠ** :–પ્રોફેસર સાહેબ ! પાંચસો ઓછા !

**પ્રોફેસર** :–ત્હેમાં આ બસો તો છે. પણ બાકીનું શું ! [ગુણસુંદરીના હાથની ચાર સોનાની બંગડીઓ તરફ જોઇને] :–ગુણસુંદરી !

**ગુણસુંદરી** :–ઓલો હજુ કંઇ બાકી છે કે ?!

**પ્રોફેસર** :–માત્ર ચાર સોનાની બંગડીઓ !

**ગુણસુંદરી** :–ક્યાં છે ?!

**પ્રોફેસર** :–ત્હમારા હાથે ?!

**ગુણસુંદરી** : કથીરની આપો ! સોનાની લ્યો !

**પ્રોફેસર** :–કથીરની ક્યાં લેવા જાઉં ?!

**ગુણસુંદરી** :–ત્યારે શું હું છતે ધણીએ વિધવા દેખાઉં કે ?!

**પ્રોફેસર** :–પણ મેમ સાહેબો કયાં પ્હેરે છે ?! એ વ્હેમ શું ?! એ બધું હમ્બગ !

**ગુંણસુંદરી** :–મેડમો અડવા હાથે ફરે છે, એટલે. પછી સધવા કે વિધવાની કયાં કોઈને ખબર પણ પડે છે?! જગજાુની કુળાચારની રીત ઉપરથી પ્રિત ઉતારી, પારકી રીતભાતમાં મનસુબાના મ્હેલ નિહાળી આપણી આર્ય-સંસ્કૃતિ ઝુંપડીમાં પૂળો મુકવા માગો એ મ્હને પસંદ નથી. જેના અડવા હાથ એને સંસારમાં અનેક સંગાથ–આ મ્હારો (બંગડીઓ બતાવીને) આદર્શ-એક એજ આપણા હિંદનો અનુંભવી ટેક—

**મુલતાની શેઠ** :–બે'ન ! ગુણસુંદરી બે'ન ! ત્હમારી બંગડીઓ ત્હમારા હાથેજ મુબારક હો !

**પ્રોફેસર** :– સબબ !

**મુલતાની શેઠ** :–આપ વિસ હજારની રકમ પૂરેપૂરી મેળવી શકો છો ! સાહેબ !

**પ્રોફેસર** :–Very well ! Come on !

**મુલતાની શેઠ** :–સાહેબ ! એક કલાક પછી પેઢી ઉપર પધારો ! ત્યાં સુધીમાં સગવડ કરૂં છું !

**પ્રોફેસર** :–Yes ! Alright !

**મુલતાની શેઠ** :– બે'ન ! ગુણસુંદરીબે'ન ! મુદ્દલ મુઝાસો નહિ ! આ દાગીનામાંથી એક રતી પુર પણ ફરક નહી પડે ! લ્યો હું રજા લેઉં છું. !

**ગુણસુંદરી**:–શેઠજી ! ઉરમાં જેની ઉમેદ એનેજ અર્થે ઉદ્વેગ ! શેઠજી ! આનંદ–સાગરની વિહારિકા, દરિયાના તળીયાનાં રત્નો માટે ડુબતી નથી ! માટે સુખેથી પધારો અને શ્રીકારો !

(મુલતાની શેઠ જાય છે) (ગુણસુંદરી દેવને દિવો કરવા જાય છે)

**પ્રોફેસર** :–સ્વગત્ ! :–અહા ! હું આ શું કરૂં છું ? ! કયાં જાઉં છું ? મ્હારૂં કોણ કર્તવ્ય ? ! હું કયે રસ્તે ? ! કંઈજ ગતાગમ પડતી નથી–મ્હને ! ! સ્વર્ગિય સરોવરમાંથી શું મ્હારે સુંદર સૂવર્ણ--કમળોની ચોરી કરવી ?! અને તે પણ શું શેતાનની શયા માટે ?! હૂફ ! કામધેનુંને દહોવી! એ શું કુતરીની ચાટ માટે ?! પ્રેમનું પારિતોષિક વિદ્વાન બાળાના કર–કમળમાં પડે ! કે નઠોર ગુંડીની ગોદમાં આથડે ?! હૃદયનું દાન સૂપાત્રે કે કુપાત્રે ? છટ્ છટ્, પણ પેલા મૂદતી ચેકનું શુ ?! આબરૂને અર્થે ભલે આજે ભોગ આપું ! પણ આવતી કાલે કરકસર કરી આ દેવીનું રૂણ અદા તો કરીશજ ! × × × ×

અહા ! કયાં જાઉં છું ? અહા ! શું પ્રેમદા કે પિશાચીની ? બ્રહ્મવિદ્યા કે આત્મનિંદા ? ગંગોત્રી કે ગંદી તલાવડી ?!

સિતા કે સૂપર્ણખા ?! ગાય કે ગદ્ધી ?! પદ્મિની કે શંખણી ?! દેવી કે દાનવી ?! સંવાદ કે વિતંડા ?! બિમારી કે શ્રુશુષા ?! હૂફ ! ક્યાં જાઉં ?! સોમરસ કે મદિરા ?! પાષાણનો પાળીઓ કે સ્વયંભુ પ્રતિમા ?! હૂફ ! ગાયત્રિ કે મેલડી ?! દરિદ્રતા કે સંપત્તિ ?! હૂફ ! ક્યાં જાઉં ?! વ્હાલ કે વિરોધ ?! નર્ક કે સ્વર્ગ ?! વિષય કે જ્ઞાન ?! ક્યાં જાઉં ?! આમ્રવૃક્ષ ઘટાની શીળી છાયા ?! કે શાલવૃક્ષની કુટીલ કંટક કાયામાં ?! હૂફ ! ક્યાં જાઉં ?! અરરરરરરર !!!

**ગુણસુંદરી :**–હેં શું થયું ?

**પ્રોફેસર :**–કંઈ નહિ ! એ તો જરી આંકડી આવી ! પેટમાં !

**ગુણસુંદરી :**–શું ઉપચાર ?!

**પ્રોફેસર :**–આ અભાગીયાને તે શું ઉપચાર ?!

**ગુણસુંદરી :**–એમ કેમ બોલો છો ?

**પ્રોફેસર :**–બસ ! હવે મ્હને ઠીક છે ! હું જાઉં છું પેલો શેઠ મ્હારી વાટ જોતો હશે ?!

**ગુણસુંદરી :**–લ્યો હું જાઉં ?

**પ્રોફેસર :**–નાજી હુંજ જાઉં છું (જાય છે)

**મુલતાની શેઠ :**–(આવે છે) બે'ન ! ગુણસુંદરીબે'ન ! હું આવ્યો !

**ગુણસુંદરી** :–કેમ વળી પાછા ?

**સુલતાનીશેઠ** :–આ દાગીના માટે ?!

**ગુણસુંદરી** :–કેમ શું છે ?

**સુલતાની શેઠ** :–મ્હને પ્રભુનો હુકમ થયો છે !

**ગુણસુંદરી** :–એટલે ?

**સુલતાની શેઠ** :–હું મ્હારા આત્માના અવાજને માન આપું છું !

**ગુણસુંદરી** :–એટલે કેવું માન ?

**સુલતાની શેઠ** :–આ દાગીના આપને પ્હેરાવીને ! એક શ્રીમંત ભાઈ બે'નને અને ધનાઢય પિતા પુત્રીને પ્હેરાવે છે તેમ !

**ગુણસુંદરી** :–પણ એથી મ્હારા સ્વામીનાથનું શું કામ સરે ?!

**સુલતાની શેઠ** :–ત્હેમને પુરેપુરી રકમ મળે !

**ગુણસુંદરી** –પછી ?!

**સુલતાની શેઠ** :–પછી શું ?! બે'ન.

ટેબ્લો

## ગુણસુંદરીનું ગૌરવ અને પોપટની પરમાર્થ સેવાવૃત્તિ

## અંક ત્રીજો



**પ્રવેશ** :–બીજો.

**સ્થળ** :–મેનાની નવીન વીલા.

**પાત્રો** –મેના–બોય–રમાનાથ અને મ્હોમેડન પોલીસ.

**મેના** :— કવિતા

પતિ–હૃદયમાં (૩)
પુરાઇ–પિલાઇ–રીબાઇ !
સતિ થવામાં શું સાર છે ?!

ઉડુ–ગગનમાં (૩)
હુલાવી–ફુલાવી–ઝુલાવી
કરૂં રસિયાની રંગત્ એની
ગમત જોવાની–બડી બ્હાર છે !
ખૂલ્લામાં ખાશી ખૂશબો મળી,
કોઇ નહિ પુછે કે કયાં ગઇ અલી ?!

**શંધવા-સીંધવાની પીડા ટળી !**
**પૈસા-ટકા પણ સારા રળી**
**હવે દૂનિયાંદારીનો શું ભાર છે ?! સતિ૦**

**બોય :**-જી હાં !

**મેના :**-પેલા પાગલનો સોદો કંઈ આપણે માથે તો નથી પડયો ! ઉલટું ખાતાં પિતાં વીસ હજાર કમાયાં !

**બોય :**-અરે બાઈસાહેબ ! કમાયાં તો કેટલાય ! પણ આ તો વીસ હજાર બચાવ્યા ! કહોને ?!

**મેના :**-હા-હા-હા ! બરાબર છે (હસે છે)

(બન્ને એકબીજાને તાળી આપે છે)

**મેના :**-બોય ! હવે આપણો પ્રોગ્રામ શું ?!

**બોય :**-બાઇસાહેબ ! વીસ હજારની રકમ રીઝર્વ રાખી આપણા પોપટલાલની પડખે ચડીએ તો કેમ ?!

**મેના :**-છટ્ ! છટ્ ! જો પોપટના ઘરમાં પાછાં પેસીએ તો તેરી બી ચુપ ! અને મેરી બી ચુપ !

**બોય :**-એમ કેમ ?!

**મેના :**-દરિયાની ચોપાટીનાં દર્શન તો દેવને દૂર્લભ થઇ પડે ! નાટક સિનેમાનું તો નામ ન લેવાય ! પબ્લિક મિટીંગોમાં-એટહોમમાં-કલબમાં મિત્રો સાથે ન મળાય કે ન હળાય !

આ તો ફાવે તેમ ફર્યાં-અને ભાવે તેમ ચર્યાં માથે કોઇ પૂછનાર ન હોય એજ મજેનું સમજ્યો !

**બોય :**-પણ બાઈસાહેબ ! એની હવે શું જરૂર છે ?!

**મેના :**-કેમ નહિ ? શું હવે હું બુઢી બની ગઈ ? શું મ્હારા યૌવનની કલગી સુવાસ વિનાની થઇ ?! શું મ્હારા નયનની જાદુ-વિદ્યા નિસ્તેજ થઈ ?! શું મ્હારા મોહક શબ્દોની ભૂરકી ઉચી ગઈ ?! શું મ્હારી મનોરમ્ય મુદ્રા ઉપર તંદ્રાનું ઘેન દેખાય છે ?! કહે ! કેમ જરૂર નહિ ?!

**બોય :**-ત્યારે બાઇસાહેબ ! શું કરીશું ?!

**મેના :**-હજુ તો બેચાર પામરોને પાગલ બનાવીશું ! બેચાર લાખ રૂપીયાનું સાજુ કરીશું-પછી-પછી-

**બોય :**-પછી ?

**મેના :**-પછી ? નિરાંતે ઠરીને ઠામ બેસીશું !

**બોય :**-તો હવે શું ? બાઈસાહેબ !

**મેના :**-હવે એજ કે ! પેલો રમાનાથ !

**બોય :**-એ તો પાગલ થયો ! અને ગાંડાની ઈસ્પીતાલમાં ગયો ! ત્હમે જાવ !

**મેના :**-કયાં ?

**બોય :**-ગાંડાની ઇસ્પીતાલમાં ! જો કદાપી તમને જોઈને એનું ભેજું ઠેકાણે આવેતો !

**મેના :**–બોય ! ગાંડી વાત શું કરે છે ! આજની ટપાલમાં તો એનો કાગળ છે અને એક કલાક પછી આવનાર છે !

**બોય :**–એમ ?

**મેના :**–હા !

**બોય :**–પણ બાઈસાહેબ ! મ્હેં સાંભળ્યું છે !

**મેના :**–શું ?!

**બોય :**–રમાનાથ!રમાનાથ માથાભારે ટોળીના મેમ્બરોમાં પ્રમુખ ચુંટાયો ! અને એતો પાકકો મવાલી મંડળનો મુસદ્દી છે એંણે તો એના બાપ મૂવાના વાયદા ઉપર બાપની મિલકત કરતાં વ્યાજના ઘોડા ઉપર ચડી બમણું દેવું કર્યું છે, માટે ! બાઇ સાહેબ એ લોલુપતાને ખિંટીએ લટકાવી દયો': એ વાતમાં કંઇ માલ નથી !

**મેના :**—બોય !જરા ટેસ્ટતો કરીએ! આપણે કયાં કોઈનાં બાંધેલાં છીએ :

**રમાનાથ :**—( સ્વગત ):—અહો ! આ પૂશ્વલીને જોઇને મ્હને બકારી આવે છે. અહો કયાં કુદરતી પ્રભા !. અને કયાં આ બનાવટી બલા ! લાકડાનાં ફળ ! અને કાગળનાં ફુલ! કોડીની આંખો! અને માટીની પૂતળિ! એ બધું દેખાય છે તો બરાબર પણ–નિર ઉપયોગી છે, નોમીનલ છે. માટે બનાવટી એ તુચ્છ! અને કુદરતીએજ ઉંચ્ચ !

પણુ–પણુ–કાવા–દ્દાવાની કઢાઈમાં આ કુલટાએ પ્રોફેસરની જે કઢી ઉકાળી છે ત્હેનો જરા ટેસ્ટ કરી લેઉ:

(પ્રત્યક્ષ) ખુંખારે છે ! Madam ! May I Come !

**મેના:**–(સ્વાગત કરે છે) Oh ! Yes ! Well-come!

**રમાનાથ :**–મેના ! મેના ! મ્હારી વ્હાલી મેના ! કોઈ અનંતકાળથી ત્હારા દેદારનાં દર્શન કરવા મ્હારૂં જીગર ! તલસી રહ્યું હતું ! ત્હારીજ ચિંત્યામાં ને ચિંત્યામાં જોને ! હું સૂકાઈ ગયો ! અરે મ્હારૂં બે રતલ વજન ઘટયું ! કંજમ્શન લાગુ પડવાની તૈયારીમાં ત્હારા હસ્તાક્ષરની કંકોત્રી મળી ! એટલે જીવને કંઈક રાહત મળી. એક રતલ વજન વધ્યું ! અને અહિં આવ્યો !

**મેના :**–ધન્યભાગ્ય ! ધન્યઘડી ! આજે મ્હારા ભાગ્યની ડીગ્રી ઉંચી ચડી !

**રમાનાથ :**–બસ હવે હું કૃતકૃત્ય થયો ! મ્હારા પ્રેમયજ્ઞની આજે પૂર્ણાહુતિ માનું છું.

**મેના :**–રમાનાથ ! વ્હાલા રમાનાથ ! પેલા બુઢા પ્રોફેસરે તો મ્હને ઉંડા ખાડામાં ઉતારી !

**રમાનાથ :**–પણુ એ બબુચક તો જ્યાં અને ત્યાં લેક્ચર કરતો ફરે છે !

**મેના :**–કે ?

**રમાનાથ** :–કે કમજાત મેનાએ મને ઉંડા કુવામાં ઉતારી ઉપરથી વરત વાઢયું ! તેમાં સાચું કોણ ?

**મેના** :–રમાનાથ ! હુંજ સાચી !

**રમાનાથ** :–બરાબર છે ! મેનાસુંદરી બરાબર છે ! ત્હમે કંઈ કાચાં નથી કે એને કોરેકોરો જતો કરો !

**મેના** :–રમાનાથ ! It's a private fact !

**રમાનાથ**:–મેનાસુંદરી ! હું તો ત્હમારૂં જીગર ! અને:જીગરથી કંઇપણ છુપું રહે કે ?

**મેના**:–No ! Please !

**રમાનાથ**:–ત્યારે કહો !

**મેના** :–જૂઓ ! આ (વીસ હજારનો ચેક બતાવે છે)

**રમાનાથ** :–થેન્કયું ! હવે ત્હમે મ્હારાં હું ત્હમારો બસ હવે મ્હને પુરેપુરી ત્હમારી ખાત્રી થઈ કે:–આ સંસારના રગડામાં ત્હમે મ્હને ઉપયોગી થશો !

**મેના** :–કહો ! આપનો શું હુકમ છે ?

**રમાનાથ** :–મેનાસુંદરી ! જમાનો બહુ આગળ વધી ગયો છે, માટે આ ત્હમારા વાળને અપટુડેટ ફેશનની જરૂર છે–ખાસ–

**મેના** :–એ કેમ ?

**રમાનાથ** :–લાવો કાતર !

**બોય** :–(કાતર આપે છે)

**રમાનાથ** :–(મેનાના બાલ કાતરીને) આ અપટુડેઇટ ફેશન બોબ્ડહેર, જૂઓ ! અને વળી ત્હમારો પોષાક વીસ વરસ પાછળ જાય છે. છેલ્લામાં છેલ્લી ઢબ તે આ—

(પોષાક જાતે પ્હેરાવે છે)

જૂઓ ! જૂઓ ! હવે આયનામાં ! અહોહો શું મનોહર મુદ્રિકા ! લ્યો ! આ મૂદ્રિકા પ્હેરો ! અને ત્હમે મ્હને ચેક આપો ! એજ આપણું અન્યોઅન્ય ગમતું સીવીલ–મેરેજ !

**મેના** :–હું પણ ત્હમને વીંટીજ પ્હેરાવું !

**રમાનાથ** :–એ નહિ ! એ નહિ ! બસ ચેકજ ! (ખીસ્સામાંથી ભરેલી રીવોલ્વર કાઢી સામી તાકે છે)

**મેના** :–રમાનાથ ! રમાનાથ ! શું આમ લુંટીજ લેશો ?—

(રડે છે, હાથ જોડે છે)

**રમાનાથ** :–આમાં લુંટવાનુંજ ક્યાં છે ? આશ્ચર્ય ! એ સવાલજ કેમ પુછો છો ?!

**મેના** :–રમાનાથ ! એ તો મ્હારી આજીવન મુડી છે ! આજીવિકા છે !

**રમાનાથ** :–હં ! જ્યારે ત્હમે ભણીને કોલેજની કેલવણી લીધી, ત્યારે ત્હેનો લાભ ત્હમે બીજાને આપો કે નહિ ?!

**મેના** :–ત્હેમાં આજીવિકા શું ?

**રમાનાથ** –કેમ નહિ ? હું ત્હમારો ધણી છું, મ્હારે ત્હમારી જરૂરીયાતો પૂરી કરવી જોઈએ ! હું ત્હમને એક કલાસ ઉઘાડી આપું છું, તે ચલાવી ત્હમે ત્હમારી આજીવીકા મેળવી લ્યો ! આમ નવરાં બેસવાથી કોઈનું નખોદ વાળશો ! બસ ! લાવો ! નહિતો (રીવોલ્વર છાતીને અરકાડે છે)

**મેના** :–રમાનાથ ! રમાનાથ ! લ્યો ! લ્યો ત્હમે રાજી થાવ !

**રમાનાથ** :–હં ! એમ જરા ડાહ્યાં થાવ !

**મેના** :–(ગભરાટમાં) રમાનાથ ! પ્રિય રમાનાથ ! હવે હું થાકી ગઈ !

**રમાનાથ** :–તો જરા લેઈએ !

**મેના** :–બોય !

**બોય** :–(ટેબલ ઉપર બ્રાન્ડી અને વ્હીસ્કીની બાટલીઓ ગોઠવી સોડા ફોડી પ્યાલામાં રેડે છે)

(મેના અને રમાનાથ બન્ને સાથે બેસી એકબીજાનેપ્રેમથી પાય છે અને રમાનાથ ઝેરી વીસ્કીની અસરથી આરામચેરમાં ફસડાઈ પડે છે. તેની બેભાન અવસ્થામાં મેના ત્હેને રસીથી બાંધે છે અને તમામ ખીસ્સાં તપાસી તેમાંથી રીવોલ્વર, પ્રોફેસરવાળો ચેક–રોકડા રૂપીઆ દસ. પરચુરણ

બે રૂપીઆનું અને ઈંદિરા અને કૃષ્ણચંદ્રના ફોટા અને તમામ ટપાલ અને તાર ખંખેરી લે છે) પછીઃ—

**મેનાઃ**–બોય! પેલો કાતીલ છરો! તિક્ષણ હથીઆર!

**બોયઃ**–(આપે છે)

**મેના :**–અહા ! આજે હું આ સંસાર જંગલના હિંસક જંગલી પ્રાણીનો પ્રાણ લેઉં છું.

(છરો છાતીમાં બરાબર મારવા જાય છે એટલામાં રમાનાથ કંઈક શુદ્ધિમાં આવી)

**રમાનાથ :**–મેના ! મેનાસુંદરી ! મ્હને જીવતો જવાદે ! મ્હારૂં આયુષ્ય ખતમ માં કર !

**મેના :**–જંગલી ! તું જીવતો જાય ! જીવતો અંગારો વાયરામાં વ્હેતો મુકું તો આખું ગામ બાળે ! છંછેડેલો સાપ શું ઝહેરની જ્વાળાઓ ઓકા વિના છોડે કે ? ઘવાયેલો વાઘ શું શીકારીને તરછોડે કે ? બસ ! એ તો એજ !

(પોલીસ પ્રવેશ કરે છે)

**પોલીસઃ**–સબુર.

**મેના :**–(છરો ફેંકી દે છે)

**પોલીસ :**–(રમાનાથને છોડે છે)

**રમાનાથ :**–(પલાયન થાય છે)

**પોલીસ** :–(જાણી જોઈને રમાનાથને નાસી જવા દે છે) પછી :— (મેનાના અંગ અને મકાનની બરાબર જડતી કરે છે.)

જડતીમાં :–(દારૂ,–ચેક–ઈંદિરા અને કૃષ્ણચંદ્રના ફોટા સાથેની તમામ ટપાલ અને તારના કાગળો અને બીજો ગુન્હાહીત મુદ્દામાલ કબજે કરે છે) પછી :–

**પોલીસ** :–(મુદ્દામાલનો છરો હાથમાં લઈને) :– મેના ! બોલ ! એ છુરાસે પ્હેલે તેરા નાક કાટતા હું ઓર પ્રીર પોલીસ ગેઈટ પર તું ! ઓર ત્હેરા બાય !

**મેના** :–જનાબ ! મૈ તો આપકી બકરી હું ! મુઝે ગરીબકો છોડ દીજીયે !

**પોલીસ** :–તુમ બકરી હો ! તો મય ઈદ કરૂંગા !

**મેના** :–મગર જનાબ ! અબી ઈદ તો હય નહિ.

**પોલીસ** :–કુચ ફીકર મત કરો ! હમ સબ કુચ કરેંગે.

**મેના** :–જનાબ ! મુઝે જાને દીજીએ.

**પોલીસ** :–નહિ ! . : રકો હમ કીસી તરે જાને દેવે ?

**મેના** :–લેકીન મેરી કસુર તો દીખાઈએ, જનાબ !

**પોલીસ** :–કસુર ? ખુન્ન ! ખુન કરનેકી કોશીશ !

**મેના** :–તો ઉસ્મે કુચ રાસ્તા હૈ ! જનાબ ?

**પોલીસ** :–હૈ ! એક તરકીબ હૈ !

**મેના** :–ક્યા ? જલ્દી દીખાઈએ. જનાબ !

**પોલીસ** :–તુઝે શાદી કરનેકી જરૂરત હૈ.

**મેના** :–કીસકી સાથ ? ।

**પોલીસ** :–મેરી સાથ !

**મેના** :–તબ મૈં જરૂર આપકી સાથ સાદી કરૂંગી !

**પોલીસ** :–મગર મૈંતો ગાંમડેકા રહનેવાલા હું !

**મેના** :–મૈ ! બી ! સાથ ચલુંગી !

**પોલીસ** :–મગર હમેરા ખેત બી હય !

**મેના** :–હાં ખેત ! તો મૈ મઝદુરી કરૂંગી ! પાનીકા મટક લાઉંગી ! ઘાસ ઉઠાઉંગી ! ઢોર ઢાંક ચરાઉંગી ! આટા પીસુંગી તુમકો મેં બુલાઉંગી ! ઓર ખીલાઉંગી ફીર મૈ ખાઉંગી!

**પોલીસ** :–ઔર લકડેકી ભારી !

**મેના** :–વૉ–બી કબુલ !

**પોલીસ** :–તો ચલીયે કાજીકે વ્હાં નીકાહ પઢને કે લીયે !

**મેના** :–હાં ! હાં ! ચલીયે ! જનાબ !

**પોલીસ** :–વૉ કૌન !

**મેના** :–વૉ તો મેરા નોકર હય !

**પોલીસ** :–તો ચલીયે ! મગર ! મરીયમબીબી ! બુરખ પ્હેનકે ! કુચ ગાના બાના સુનાઇએ !

**મેના**:–ઠીક હય.

**પોલીસ**:–ચલના પડેગા.

**મેના** :–જનાબ ! ઈધર ! ગાનેકી કુચ્છ લ્હેજત નહી આયેગી !

**પોલીસ** :–તબ કીધર ?!

**મેના** :–ખેતમેં !

**પોલીસ** :–અચ્છી બાત ! બડી અચ્છી બાત ! ચલીયે.

( ગાય છે )—

સતિ થવામાં શું સાર છે.

( જાય છે )



પ્રવેશ ત્રીજો શરૂ થતા પ્હેલાં આ જરી વાંચી જુઓઃ—

કર્તા તરફથી હવે પછી પ્રસિદ્ધ થનારાં નવિન નાટકોની

# નામાવલિ.

૧ દુર્ગેશ નન્દિની યાને રણથંભોર.
૨ પ્રત્તિમા.
૩ યોગી અને લીલા.
૪ સમુદ્ર મંથન.
૫ વસુંધરા.
૬ ગજેન્દ્ર મોક્ષ.
૭ જગત્-જ્યોતિ.
૮ સોનેરી સારીકા.
૯ મુક્તિ-સંગ્રામ.
૧૦ દેશની લક્ષ્મી.
૧૧ વિમલ-કિર્તિ.
૧૨ રાજકુમારી.

કર્તા—

ખાડીઆ, અમદાવાદ. } કરૂણાશંકર દામોદર પંડયા.

## અંક ત્રીજો :—



**પ્રવેશ ૩ જો :—સ્થળ :-કમળા દેવીની પર્ણકુટી.**

**પાત્રો :—મૂખ્ય:-કમળાદેવી, પ્રભાકર, ફ્લોરેન્સ વીગેરે.**

**કમળાદેવી :-** (તકલી કાંતતાં કાંતતાં) :—

કવિતા.

**કાંતુ તકલી (૩)**
**જાણે ઉડતી દેવચકલી !**
**રમતિ-ભમતિ**
**ન્હાતી-ધોતી-ધુળમાં-**
**મેઘ આગમનનું એજ નિશાન;**
**એમ ઉન્નતિનું આ અનુસંધાન.—કાંતુ૦**
**કાચા સુતરને તાંતણે—**
**બંધાયો છે-સઘળો-સંસાર;**
**સાચવી સમજી ચાલીએ તો**
**જગમાં બેડો પાર—**
**નથી! નથી! આ નકલી—કાંતુ૦**

**પ્રભાકર** :–( પ્રવેશ કરે છે ) :–કમળા ! આ શું ધતીંગ ?! ત્હેં આ શું માંડયું છે.

**કમળા** :–સ્વદેશની સેવા !

**પ્રભાકર** :–આ મહાન યંત્રવાદના મહાસાગરને પૂરવાનું ત્હારી તકલી-ચકલીનું શું ગજું ?! વારૂં ! પ્રચંડ સૂર્યના તાપમાં હાથ ધરે શું છાયો મળે છે કે?! ભીષણુ રણુસંગ્રામમાં ભયંકર દૂદંભીના અવાજ વચ્ચે શું વેદાન્તની વાતો નભી શકે છે કે ?!

**કમળા** :–પ્રભાકર ! યંત્રવાદેજ ખરેખર દેશને ભીખારી કર્યો છે! ભૂમિપૂત્રો કારીગર બન્યા ! **એટલે** ખેતીવાડી ખોરંભે પડી! ધાન્ય વિના ધન નહિ ! **અને ધન** વિના નિર્ધનતા વધી, એને નાબુદ કરવાની ક્રિયા–આ તકલી કરે છે.

**પ્રભાકર** :–જગત્ યંત્રવાદના જોરે રૂષ્ટ પુષ્ટ થયું.

**કમળા** :–(પ્રભાકરનું મોઢું દબાવીને) :–પરંતુ ! જગતના જીવોની મનોદશાનાં મૂલ્ય શું ચુકવાઈ ગયાં છે કે?!

**પ્રભાકર** :–એટલે શું ?

**કમળા** :–એટલે એજ કે :–ત્હમારા યંત્રવાદની ભીષણુ ચક્કીમાં ભિંસાતા પ્રાણીઓને જગત્‌નો તાત બનવાની દિશા બતાવી. ખેતીની લીલીવાડી ખીલાવવાની દીક્ષા આપે છે. તેજ–આ–તકલી !

**પ્રભાકર** :–પરંતુ! કમળા! યંત્રવાદ મજુરોને રોજી તો આપે છે ને?

**કમળા** :–શું કપાળ આપે છે?! સખત મ્હેનતના ભોગે એ રોજીનાં શું મૂલ્ય?! શારિરીક અને માનસિક શક્તિઓને નિચોવી નાંખી મુફલીસ મ્હેનતાણું મળે એથી શું દહાડો વળે?!

**પ્રભાકર** :–ત્યારે શું? આ ત્હમારી તકલી બધી જરૂરીયાતોને પ્હોંચી વળે છે કે?!

**કમળા** :–બારીસ્ટર સાહેબ! તકલી દેશની ભૂમિતીનું દ્રષ્ટિબીંદુ છે. એક બિંદુમાંથી અનેક આકૃતિઓ દોરી લેવાય છે. ખેતીવાડીની પ્રેરક આ તકલી કાળજુની કહેવત ખડી કરે છે! “ઉત્તમ ખેતી”, અને જૂઓને!

ત્હમારા યંત્રવાદે તવંગરોની તાતી તલવારની ધાર ઉપર ચાલવાની ફરજ નિરાધારોને પાડી! બેવકુફોની ગાડી હાંકવાની બલા બુધ્ધિશાળીને વળગાડી! ભૂમિ ઉપર ભયંકર ઉલ્કાપાત મચાવી સાત્વિક શોભાને શોષિ લીધી! અને દેશની નિર્દોશ કામગરીને બેકારીના દરિયામાં ફેંકી દિધી! માટે મ્હારા બારીસ્ટર સાહેબ! જરી ઝીણી નજરે સોયના નાકામાં દોરો પરોવતાં શીખો! લ્યો! (તકલી આપવાની તૈયારી કરે છે) એટલામાં:—

(જેઠુમલ મારવાડી, ગીડુમલ મુલતાની અને નેશનલ સ્ટોરનો કારકુન ત્થા હજામ, ધોબી, બુટપોલીસ બોય વિગેરે આવે છે)

**પ્રભાકર** :–ત્હમે લોકો કોણ છો? શા માટે ઘુસ્યા?! પૂછયા વિના! (બોર્ડ બતાવીને) No Admition without Permission! નથી વાંચતા ?

**જેઠુમલ** :–શું બારીસ્ટર સાહેબ! અમને નથી ઓળખતા કે?!

**પ્રભાકર** :–પણ ત્હમે લોકો કહેવા શું માગો છો?!

**જેઠુમલ** :–એજ કે વ્યાજના પૈસા આપો!

**પ્રભાકર** :–વ્યાજ શેનું?

**જેઠુમલ** :–આં રૂપીઆ ત્રણ હજાર ગણી ગયા છો તેનું ?

**પ્રભાકર** :–ત્હમે લોકો ગળે પડુ છો! મારવાડમાંથી અહિં મુંબઈમાં મૂઆ, ત્હોય ત્હમે મારવાડી તે મારવાડીજ!

**જેઠુમલ** :–બારીસ્ટર! સાહેબ! લેતી વખતે લીલા અને દેતી વખતે સૂકા. રૂપીઆ લીધા પછી તો છુ! મોઢું તો બતાવતાજ નથી!

**પ્રભાકર** :–રૂપીઆ શું? વાત શું? જાવ! જાવ! માથું ના! ખાવ!

**જેઠુમલ** :–પણ આ લેણાનું શું?

**પ્રભાકર** :–કોર્ટ ઉઘાડી છે જાવ! નહિ તો! (કુતરાને ઉશ્કેરે છે) કુતરો બધા ટોળાપર તુટી પડે છે, (કમળા આડી પડી:)—

**કમળા** :–Shaggy! Shaggy! Come on! Come on! (કુતરો શાન્ત થાય છે)

**જેઠુમલ** :–અરેરે! મ્હારા બાપરે (રૂવે છે)

**પ્રભાકર** :–અહહહ! What a strange it is!

**કમળા** :–શેઠજી! કેમ દિલગીર થાવ છો!

**જેઠુમલ** :–શું કહું બે'ન મ્હારૂં કર્મ ફુટી ગયું! ત્રણ હજાર રૂપીઆ! ઓ બાપરે! પેટે પાટા બાંધીને–આંતરડે ગાંઠો વાળીને મહા મહેનતે એકઠી કરેલી મ્હારી મુંડી! વ્યાજના લોભે લેવાઈ ગયોરે–લુંટાઈ ગયોરે–લીલું ઘાસ લેવા જતાં ધુળ મળીરે બાપ! ગુલાબ ચુંટતાં કાંટો વાગ્યો રે બાપ! મ્હોર લેતાં વિછી કરડયો રે બાપ! મૂળો માગતાં માર પડયો રે બાપ! વાડીએ મોંઘાં શહેરે સોંઘાં રે મ્હારા બાપ! રે રે

**કમળા** :–પણ શેઠજી શાન્ત થાય! શાન્ત થાવ! ધીરજ રાખો! શું આ બારીસ્ટર સાહેબને જ ત્હમે રૂપીઆ ધીર્યા છે?!

**પ્રભાકર** :–કમળા! મ્હારા જેવા બ્રીફલેસ બારીસ્ટરો તો અહી બહુ ફરે છે! ત્હેમાંનો હશે કોઈ બીજો! આ તો મ્હારે ગળે પડે છે!

**જેઠુમલ** :–નહિ બે'ન! આ બારીસ્ટર સાહેબજ હસ્તે પોતે!

**પ્રભાકર** :–તો બતાવો–લાવો!

**જેઠુમલ** :–શું સા–હેબ!

**પ્રભાકર** :–મ્હારો ફોટો!

**જેઠુમલ** :–એવો કોઈ કાયદો નથી કે ધીરતી વખતે ખાતામાં ફોટો પડાવીએ. ખાતામાં તો શાખ અને મતુજ હોય!

**કમળા** :–ઠીક! ખાતુ છે કે?

**જેઠુમલ** –હા બે'ન! [ચોપડો બતાવે છે]

જૂઓ! બે'ન! આ બારીસ્ટરના પોતાનાજ હસ્તાક્ષરનું ખાતું!

**કમળા**:—રકમ મુદ્દલ કેટલી! શેઠજી!

**જેઠુમલ**:—બેહજાર! બેન!

**કમળા**:—ત્યારે ત્રણ કેમ?!

**જેઠુમલ**:—એ તો મારવાડી રીત છે! બેન!!

**પ્રભાકર**:—ખોટું ખાતું પડાવવાની મારવાડી રીત! જો! કાયદેસર રીતે એક પાઈ પણ ત્હને નહિ મળે! સમજ્યો મારવાડી!

**કમળાઃ**—બારીસ્ટર સાહેબ ! કાયદેસર રીતે ત્હમે પોતે જ પાડી આપેલા ખાતા પ્રમાણેજ કોર્ટ ડીક્રી કરી આપે ! શું ખાતું પાડતી વખતે ત્હમે નાદાન હતા કે ?

**જેઠુમલઃ**—બેન ઘરમેળેજ પતાવટ કરોને ?

**કમળાઃ**—ત્હમે ! શેઠજી ! ખરેખરૂં શું માગો ? ! ત્હમારો જીવ કેટલું પતે તો રાજી ? !

**જેઠુમલઃ**—માત્ર બે હજાર ને બસો ! જુઓને બે'ન બસો પણ હું ત્હમને બે'ન તરીકે ભાઈ પસલી આપું છું ! જાવ ! એટલી છુટ ! પતાવો હવે !

**કમળાઃ**—પણ શેઠજી ! પંદર દિવસની મુદત આપો !

**જેઠુમલઃ**—બે'ન ! ત્હમારા પંદર તો મ્હારો મહિનો ! જાવ એક મહિને બે હજાર પુરા આપજો ! એટલે ખાતું માંડી વાળીશું.

**કમળાઃ**—શેઠજી ! એ પ્રમાણે જરૂર ત્હમને મળશે !

**જેઠુમલઃ**—ત્હમે કબુલ છો કે ?

**કમળાઃ**—કબુલ !

**જેઠુમલઃ**—( જાય છે )

**કમળાઃ**— બોલો ! ત્હમારૂં કેમ છે ?

**ગીડુમલઃ**—મ્હારૂં ૫૫૫૫) રૂપીઆ બે પાઇ ફકત લેણું નીકળે છે !

**પ્રભાકરઃ**—બેવકુફ મુલતાની ચક્રવૃદ્ધિ વ્યાજ ઉપર ચઢયો છે!

**કમળાઃ**—સબુર! સબુર! શેઠજી! ત્હમે કઈ રીતે પતાવટ કરવા માગો છો?!

**ગીડુમલઃ**—કમળા બે'ન કહે એ રીતે!

**કમલાઃ**—પણ હું ત્હમારા હિસાબમાં શું જાણું?

**ગીડુમલઃ**—જુઓ બે'ન! ત્હમે જે આપશો તે લેઈશું! અમે કંઈ પૈસો જોતા નથી! પણ દાનત જોઈએ છીએ!

**કમળાઃ**—ભાઈ! દાનત તો સાચીજ છે!

**ગીડુમલઃ**—તો પત્યું! બે'ન! ખાતું ફાડી નાંખું છું!

**કમળાઃ**—શેઠજી! અમારી જીભે એમ ન કહેવાય!

**ગીડુમલઃ**—જુઓ બે'ન પરદેશની સાથે અમારો કરોડો રૂપીઆનો વ્હેપાર છે. શેર બજાર અને રૂ બજારમાં અમારી તેજી-મંદીની રૂખ ચાલતીજ છે. એમાં હજારો રૂપીઆની ઉથલ-પાથલ થાય છે એ તો તગ્દીરના ખેલ છે તો આ રકમનો શું હિસાબ?!

**પ્રભાકરઃ**—જોયો! આ મુલતાની?! કઈ ધારણા ઉપર આ બધી ધમાલ મચાવતો હશે વારૂં?!

**કમળાઃ**—સબુર! સબુર! શેઠજી! જે હોય તે જીભે બોલી નાંખો!

**ગીડુમલઃ**--બે'ન ! કમળા બે'ન ! તું મ્હારી ધર્મની બે'ન છો ! તું તો લક્ષ્મીનો અવતાર છો ! એથી ત્હારા જીવની ખાતર ! આ ! લે ! ખાતું ફાડીને ફેંકી દેઉં છું. ત્હારા અંતરનો આશીર્વાદ મળશે તો લીલાલ્હેર થશે ! દેવી ! તુંજ દર્શન યોગ્ય છો ! હવે મ્હને રજા છે કે ? !

**કમળાઃ**-- ભાઈ ! લાચાર છું !

**ગીડુમલઃ**--બે'ન ! ત્હારી આગળ આખો દેશ લાચાર છે ! લ્યો જય-જય-જય શ્રીકૃષ્ણ-(ગીડુમલ જાય છે)

**કમળાઃ**--જયશ્રીકૃષ્ણ !

**કમળા** :-ભાઇ! ત્હમારૂં બધાનું શું છે? !

(બધા એકદમ ઉભા થાય છે)

**પ્રભાકર** :-(કુતરાને સીસકારે છે)

**કુતરો** :-(બધાં વચ્ચે ઘુરકીયાં કરે છે)

**પ્રભાકર** :-(હસે છે)

બધા :-(થરથરી જાય છે)

**કમળા** :-Shaggy ! Shaggy ! Mind well ! Be-quite !

**કુતરો** :- (શાંન્ત થાય છે)

ધોબી :—બાઇ સાહેબ! 'Give and take, કંપનિનો હું પ્રોપરાઈટર! મ્હારૂં બીલ રૂપીઆ ૨૨—૬—૬

કમળા :—લાવો! હં પછી!

બાર્બર :—હું? લંડન હેરકટીંગ સલુનનો માસ્ટર ઓફ આર્ટસ મ્હારૂં બીલ રૂપીઆ ૧૬—૧૧—૦

ક્લાર્ક :—હું?! નેશનલ સ્ટોરનો બીલ કલેકટર અમારૂં બીલ રૂપીઆ ૧૨૨—૯—૯ નું છે!

કમળા :—હં પછી?!

ટેલર :—હું આઉટ ફીટર! મ્રારૂં બીલ? કાપડ અને સીલાઈનું રૂ. ૩૪૩—૧૨—૦ ફકત!

બુટપોલીશ બોય :—મ્હારૂં બીલ ૧—૧—૦ ફકત!

કમળા :—ત્હમારા બધાનાં બીલ્સ લાવો!

બધા :—લ્યો બાઇ સાહેબ!

કમળા :—પણ ભાઈઓ! ત્હમારે બધાંએ થોડો વખત થોભવું પડશેઃ

બધા :—બાઈ સાહેબ! કોણ ના કહે છે!

કમળા :—ઠીક ત્યારે જૂઓ! આજે તારીખ ચૌદમી, આવતા મહિનાની વીસમી તારીખે તમે બધા આવજો! અને ત્હમારો હિસાબ લેઇ જજો!

**બધા :**—પણ બાઈ સાહેબ! અમને ભલાં થઇ કંઈ કસર ના આપશો!

**કમળા :**—ના! ભાઇઓ! આના પાઈ સીકે ચુકતે હીસાબે સહી!

**બધા :**—બોલો સત્યનારાયણ દેવકી જય!

[ બધા જાય છે ]

**બારીસ્ટર :**—[ હસે છે ] કમળા! આજે તો ત્હેં કમાલ કરી!

**કમળા :**—કેવી?!

**બારીસ્ટર :**—મ્હારે માટે બધી દિશાઓ બ્લોક હતી! તે ત્હેં ખુલ્લિ કરી દીધી. હવે જીવને જરી નિરાંત વળી! અરે! પ્રેઈનને ત્હેં બેચેનીમાંથી બચાવ્યું!

**કમળા :**—કારણ ?

**બારીસ્ટર :**—કારણ એજ કે આ લોકો મ્હારૂં કાળજું વલોવી નાખતા હતા! બલ્કે! મ્હારો જીવ ખાઈ જતા હતા! રસ્તા વચ્ચે મ્હારે જરા નીચું જોવું પડતું હતું!

**કમળા :**—(હસે છે) બારીસ્ટર સાહેબ! લેતી વખતે વિચાર ન્હોતો કર્યો ?

**બારીસ્ટર :**—કમળા! શું કરૂં?! જીવનની જરૂરીઆતો આ જમાનામાં પૈસા માગે છે! ડગલે અને પગલે પળે પળે પૈસા જોઈએ!

**કમળા** :–એટલે શું દેવું કરવું ?!

**બારીસ્ટર** :–કમળા ! રાજાથી રંક સુધી બધી દુનિયા દેવાદારજ છે. નાનાને નાનું અને મોટાને મોટું. એ તો એમ ચાલ્યાજ કરે છે !

**કમળા** :–કપાળ ત્હમારૂં ! આ ત્હમારા ખોટી રીતના ખર્ચા એથીજ ત્હમારી ખાનાખરાબી ! બારીસ્ટરસાહેબ ! બુટ–બીડી અને બાબરીનો ચસ્કો ! કોટ–પાટલુન–નેકટાઈ અને આ કોલરનો ઠસ્સો–સોડા–લેમન–વિસ્કી અને બ્રાન્ડીનો ભસ્કો. એજ ત્હમે વિલાયતમાંથી તફડાવી લાવ્યા છો ! એટલે પછી હવાતીયાં મારો છો. સુંદર સરોવરનાં નૈસર્ગિક કમળોનો પ્રભાવ તો જૂઓ ! જાડેજાડું આ બધું કાઢી નાંખો ! અને સાદેસાદું બધું સજી લ્યો એટલે આપોઆપ સંસાર નીભાવવાની બધી સગવડોનો મેળ મળી જશે.

**બારીસ્ટર** :–બરાબર છે ! એ બધું થશે ! કમળા !

**કમળા** :–પણ કયારે ?!

**બારીસ્ટર** :–રફ્તે ! રફ્તે !

**કમળા** :–બારીસ્ટર સાહેબ ! ધર્મના કામમાં ઢીલ ન હોય ! મુલતવી રાખવાનાં માઠાં ફળ મળે છે ! ખાતું ચુકવવામાં જેટલો વિલંબ ! એટલુંજ વ્યાજ વધે !

**બારીસ્ટર** :–વાસ્તવીક છે ! પણ કમળા ! તું મ્હારૂં દેવું કેવી રીતે ? અને કયાંથી પતાવીશ ?!

**કમળા** :—શું આપ કંઇ પ્રેકટીસ નહિ કરો કે ?

**બારીસ્ટર** :—શું પ્રેકટીસ કરૂં ? કમળા ! કોરટોમાં આજકાલ બારીસ્ટરો ! સોલીસીટરો ! એડવોકેટો અને વકીલો એટલા બધા વધી પડયા છે કે અસીલોનો પત્તોજ ક્યાં ?! અસીલો પણ બિચારા શું કરે ? ખિસ્સામાં હોય તો કોર્ટોમાં ખર્ચ કરવા આવે ને ? વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાંણું ભરો એજ કોરટોનો કાયદો ! ન્યાય મોઘો થઈ પડયો છે.

**કમળા** :—એટલે ?

**બારીસ્ટર** :—એટલે ? હાલ તો હું બ્રીફલેસ બારીસ્ટરજ છું માટે જો ત્હારાથી ન થઇ શકે તો હું કરૂં !

**કમળા** :—શું ?

**બારીસ્ટર** :—બ્રીફ તૈયાર કરૂં ! નવરો બેઠો છું એટલે કામે લાગું !

**કમળા** :—કેવી રીતે ?

**બારીસ્ટર** :—હાઈકોર્ટમાં હું ઈન્સોલવન્સી, નોંધાવું !

**કમળા** :—કોની ?

**બારીસ્ટર** :—મ્હારી પોતાની !

**કમળા** :—વ્હા ! વ્હા ! પ્રભાકર ! બારીસ્ટર બનીને દેવાળું કાઢશો કે ? મ્હેં મ્હારા પીએરની મિલ્કત ખર્ચી બારીસ્ટર બનાવ્યા, તેનું શું આજ ફળ, કે ?!

બારીસ્ટર :-પણ કમળા! તું શી રીતે દેવું પતાવીશ વ્હાલી!

કમળા :-ત્હેની ત્હમને શું ફીકર છે? હવે આ બધી સંસારની કાથા કુબલી જવા દો બારીસ્ટર સાહેબ! દેવું તો હું એકદમ પતાવી દેઇશ-પણ હવે બીજું નહિ કરવાની કબુલત આપજો એટલે બસ! આવો! બેસો! જૂઓ! સાંભળો! સંસારની કાળી બાજુમાંથી ઉજળી બાજુ આ—

કમળા :—કવિતા.

મધુવનમાં :—(૩)

કોયલ કૃષ્ણને શું કહે છે?!
કે મુગ્ધ-હૃદયથી મુગી રહે છે.
તું કાળો! હું કાળી! તું બાળો! હું બાળી!
રે વનમાળી! ઉપરથી હું કાળી પણ અંદર
રૂપાળી!

મનહર ત્હારી મોરલી, નિર્મળ ત્હેનો નાદ;
કોમળ વિંધ્યું કાળજું નથી નીકળતો સાદ.
કોયલ૦

( એટલામાં ટપાલ આવે છે )

**પ્રભાકર** :-(ટપાલ વાંચીને) કમળા ! Make haste ! Make haste !

**કમળા** :-કેમ કંઇ સ્નાનના સમાચાર છે ?!

**પ્રભાકર** :-નહિ ! નહિ ! આજે એક કલાકમાં મેડમ ફ્લોરેન્સ આવે છે !

**કમળા** :-એટલે શું કરીશું ?!

**પ્રભાકર** :-એમને માન આપવાની તૈયારી !

ફુલહાર ! સોડા લેમન-વીસ્કી-બ્રાંન્ડી ! આઇસ ! ફ્રુટસ ! એગ્ઝ ! એ બધું જોઇએ. અને આઈસક્રીમનો સંચો ! સંચો ! દુધ-ક્રીમના ડબા ! ટી-કોફી એ પણ જોઈએ. અને એનાં પૉટ પણ જોઈએ !

**કમળા** :-જોઇએ ! કેમ ન જોઇએ ! જૂઓ ! પેલો માટીનો ચઇડવો એ પૉટ ! જૂઓ ! પેલું શકોરૂં એ એ ડીશ ! જૂઓ પેલું કલેડું એ પ્લેટ ! જૂઓ ! પેલી ગોળી એ સંચો ! જૂઓ ! એ પાણી તે પાવાનું ! અને જૂઓ પેલો રોટલો ! એ મમ્મમ્ કરવાનું ! એજ સન્માન !

**બારીસ્ટર** :-અરરરરર કમળા ! એ ન ચાલે !

**કમળા** :-બારીસ્ટર ! એ બ્રિટનની નકલિ અને નકલી પૂતળીએ આપણા હિંદની પાસે બીજું રાખ્યું છેજ શું ?! એ તો બ્રિટાનિયા આવે એટલે હિંદે હાથ-પગ ને હૈયું રજુ

કરવું ! એ તો જે હાજર તે હજુર ! એ તો જે દેહને તેજ દેવને !

**બારીસ્ટર** :–બરાબર છે, કમળા ! પણ હવે કરવું શું ?

**કમળા** :–ત્હમે એને પરણ્યા એટલે પાલવવી તો પડે ! માટે ભલે આવે. ધંધો કુટે અને સુખે ધાન ખાય ! એમાં મ્હને કંઇ ઑબજેકશન નથી ! બારીસ્ટર સાહેબ ! ચિંતા ના કરશો !

**બારીસ્ટર** :–પણ એ બલામાંથી છુટાય તોજ સારૂં ! કમળા !

**કમળા** :–બલા કેમ ?

**બારીસ્ટર** :–એ ખરચાળ સફેદ હાથણી નહિ પલવાય કમળા !

**કમળા** :–કમળાના પીયેરના પૈસા વડે એ સફેદ હાથણી ખરીદી ! તે વખતે કમળાને પૂછયું હતું ખરૂં કે ?!

**બારીસ્ટર** :–એ ભૂલ હતી કમળા !

**કમળા** -તો ભોગવો ! બારીસ્ટર સાહેબ !

**બારીસ્ટર** :–કમળા ! કમળા ! આ ધર્મસંકટ વખતની કંઇ ખેંચવાની સાંકળ ત્હને સૂઝે છે કે ?!

**કમળા** :–(હસે છે) મ્હને શું સૂઝે ? બારીસ્ટરસાહેબ ! હું તો ઇંગ્રેજી ઓછું ભણેલી ! ત્હમે તો વિલાયત ગયા —બારીસ્ટર થયા

**બારીસ્ટર** :–ત્યારે જ ! મ્હારા આ ભોગ મળ્યા છે તો ! (એટલામાં મેડમ ફ્લોરેન્સ આવે છે)

**ફ્લોરેન્સ** :–Oh, What a hovel I am in ? !

**કમળા** :–This is India !

**ફ્લોરેન્સ** :–I mean the house.

**કમળા** :–A house ? ! This is a hovel.

**ફ્લોરેન્સ** :–What a sorry place ! How awfully miserable condition ! and this my Lord !

**કમળા** :–Madam ! you are the very Pandora's box.

**ફ્લોરેન્સ** :– I am inveigled into a matrimonial noose. He posed himself as a bachelor.

**કમળા** :–India permits bigamy and more ! We are on the same footing. Let us drudge and mess together.

**ફ્લોરેન્સ** :–That's impossible ! Well mister ! what an imposture !

**પ્રભાકર** :–I ! I ! I ! did 'nt mean it. Please ! Please ! Please ! Pardon ! Pardon ! Pardon !

**ફ્લોરેન્સ** :–You shall answer for this.

**કમળા** :–Madam ! don't worry follow me.

ફ્લોરેન્સ :-Lady! That goes against our grain.

કમળા :-Madam! you are a lawfully wedded wife of my husband. He is-prepared to maintain you, and you in-return are bound to Fulfil all his conjugal rights. moreover you have used for your purpose his 30000 Rupees. Now you can't escape.

ફ્લોરેન્સ :-No proof for my using them.

કમળા :-( પેટીમાંથી કાગળો કાઢી બતાવે છે ) :-These documents speak for themselves. Deny it if you can. And I will bring you to book.

ફ્લોરેન્સ :-(ગભરાઇને) Any way out ? !

કમળા :-Hand over a cheque worth Rs. 50000 and you shall be in our custody till it is cashed.

**ફ્લોરેન્સ :-(ચેકબુક કાઢીને લખે છે અને કમળાને ચેક આપ્યા પછી, પ્રભાકર તરફ આજીજીભરી દ્રષ્ટી કરી):-** What a requital!

પ્રભાકર :-Kamala is my Lode-star.

કમળા :- કવિતા.

ઉગ્યુ આજે મ્હારા પ્રેમનું પ્રભાત !
સામે ઉભા શ્રીપતિ સાક્ષાત્.
જીવન રાત્રીનો સરચો સનેપાત;
ખિલ્યું ભાગ્ય-કમળ ભલી ભાત ! સામે૦
મીઠામાં મીઠુ સુખે-ગોળતણું ગળપણ;
સાચામાં સાચુ સુખે સ્વામીનું સગપણ.

ટેબ્લો

હિંદ અને બ્રિટાનીયાના હૃદયનું પારદર્શક-ચિત્ર.



# અંક ત્રીજો



**પ્રવેશ** :—ચોથો

**સ્થળ** :—રમાનાથ કલબ

**પાત્રો** :—મેનાસુંદરી-પોપટલાલ અને રમાનાથ.

**મેના** :-ઉધર મત જાના જનાબ ! વો તો રમાનાથકી કલબ હય !

**પોપટ** :-મય સબ જાનતા હું ! મરીયમ બીબી ! મગર ઉધર તો કુચ તરકીબો ! કુચ કાવાદાવા ! કુચ ઔરતોકે લીયે મ્હોબત ! કુછ ખેલનેકે લીયે જુગાર ! પીનેકે લીયે શરાબ ! એ સબ તરેહકી બ્હોત લ્હેજત આતી હૈ !

**મેના**:-તબ જૈસી આપકી તબિયત ! જનાબ !

**પોપટ**:-મ કયા કરૂં ?! કીધર જાઉં ?! કાજી હે ન્હાં ! ઓર આર્યમીશન મેં !

**મેના**:-કયા કામ કે લીયે ?! જનાબ !

**પોપટ**:-અપની સાદીકે લીયે !

મેનાઃ-તબ ચલો કાજી કે વ્હાં ।

પોપટઃ-કાજી કે વ્હાં બડી મુસીબત હૈ ।

મેનાઃ-સબબ ।

પોપટઃ-હમેરી મહઝબમેં સાદી કે રોઝ ઔરત પાક હોના ચાહીએ ।

મેનાઃ-મૈં બી ! પાક હું ।

પોપટઃ-તુમેરા શીરપે બાલ આધા કાટા હુવાહૈ ઉસ લીયે તુંમ નાપાક હો ! તુંમ સબ બાલ નીકાલ દો મુંડા કર દો ।

મેનાઃ-જનાબ ! ઐસા અચ્છા નહી લગેગા ।

પોપટઃ-તબ બઢાદો !

મેનાઃ-જનાબ ! આસ્તે ! આસ્તે બઢેગા ।

પોપટઃ-તબ તો આર્ય મીશન મેં ચલો ।

મેનાઃ-વો તો આપકા દુશ્મન હૈ !

પોપટઃ-કુચ મતલબ કે લીયે દુશ્મીન બી દોસ્ત હો શકતા હય !

મેનાઃ-તો ચલો જનાબ !

પોપટઃ-ઉધર કયા કરેંગા ? તુમ ?!

મેનાઃ-શાદી !

પોપટઃ-કીસકી સાથ !

**મેના**:-જનાબકી સાથ ! અચ્છી તરેહસેં સાદી કરૂંગી ફીર ખુશ હોઉંગી.

(મુસલમાની લેબાસમાંથી પોપટ પ્રત્યક્ષ થાય છે)

**પોપટ**:-મેના! ત્હારી સાથે આ પોપટ કેટલીવાર પરણે ?!

**મેના**:-કોણ ? મ્હારા પોપટ !

**પોપટ**:-દૂર ! દૂર ! દૂર !

**મેના**:-હવે દૂર કયાં જાઉં ?! પોપટ ! પ્રિયપોપટ ! સંસારની લિલીવાડીના સંતોષ માળામાંથી ઉડીને અનિતીના ઝાંખરાંમાં ભરાઇ પડેલી મેનાની સંભાળ ત્હમેજ લીધી ! રેતીના રણમાં સીકારી કુતરાઓથી ઘેરાઇ ગયેલી મૃગલિને ત્હમેજ મુકાવી ! બચાવી ! ત્હમે ! ત્હમેજ મ્હારા ?! શું કહું ?! શબ્દ નથી જડતો !

**પોપટ** :-મેના ! શુદ્ધિ વિના સ્વીકાર શી રીતે થાય ?

**મેના** :-પોપટ ! મ્હારા પોપટ ! ત્હમારા દિવ્ય આત્મ તેજ વડે મ્હારી બુદ્ધિની શુદ્ધિ થઇ છે ! ત્હમારા જ્ઞાનાગ્નિમાં મ્હારા મનનો મેલ બળી ગયો છે; હવે હું વિશુદ્ધજ છું; હવે મ્હારો અંગીકાર કરો પ્રભુ !

કવિતા

મેનાના માલિક ચતુર સુજાણ છો,
પોપટ પ્રમાણીક આત્મ પુરાણ છો;
મેના બુદ્ધિ ભાન-એના ભલામાં ભગવાન,
દિધું જીવનદાન-શાણા સાચા વિદ્‌વાન;
શાં શાં કરૂં સન્માન?! નિત્યે ગાઉં યશોગાન
પામર પંખિણીના પ્રિય-પ્રાણ છો-ચતુર૦

**પોપટ** :-મેના! હવે આપણે માટે આ શહેરીજીવનની જરૂર નથી.

**મેના** :-જરૂર!

**પોપટ** :-હવે આપણે ગ્રામ્યસેવક બનીએ!

**મેના** :-બેલાશક!

**પોપટ** :-હવે આપણે ખેતીને ઉત્તેજન! ખેડુતોની રૂણમૂક્તિ! પછાતવર્ગની પ્રજાને જ્ઞાન, ગ્રામ્ય ઉદ્યોગની ખિલવણી! ગ્રામ્ય લોકોને કાયદાની સાચી સમજણ! અને ઢોરની પેદાશ અને વિકાશ આ બધાં કામોમાં આપણું તન-મન અને ધન ખર્ચીએ! અને સાદુ ગ્રામ્યજીવન ગુજારીએ.

**મેના** :-બેલાશક! પણ તે પ્હેલાં આપણે બે મહત્વનાં કામો કરી લેઇએ!

**પોપટ :**–શું ?

**મેના :**–એક તો ઈન્દિરાબે'નને કૃષ્ણચંદ્રની ટપાલ પ્હોચાડવી ! અને દેવી ગુણસુંદરીને પેલો ચેક પાછો આપવો !

**પોપટ :**–તેતો બહુજ અગત્યનું છે માટે એકદમ ચાલો !

**મેના :**–પધારો પ્રભુ ! (બન્ને જાય છે)

× × ×

**રમાનાથ :**-(સ્વગત) રમાનાથ ! કાળાંધોળાં કરવામાં ત્હેં બાકી ના રાખી ! દુનિયાં જેને પાપ કહે છે, તે કરવામાં ત્હેં પાછું વાળી ના જોયું ! અનેક અબળાઓની આબરૂ ઉપર હાથ નાંખ્યો ! દેવાનો ડુંગર માથે ખડકયો કુળવાન માતાની કુખે તું કમજાત પાકયો ! સુપાત્ર પિતાના સ્નેહને લાત મારી તું કુપાત્ર નિવડયો ! હર્ષનાં પરમપવિત્ર આસુઓને ત્હેં હસી કાઢયાં ! જીભમાં જુઠ ! આંખમાં અધર્મ–હાથમાં હિંસા–પગમાં પાપ–માથામાં રાઇ અને હૃદયમાં છળપ્રપંચ ભારોભાર ભરી રમાનાથ ! ત્હેં સમાજમાં—સંસારમાં—વ્હેવારમાં ભયંકર ઉલ્કાપાત મચાવી ગંભીર ગુન્હો કર્યો છે માટે ત્હને ત્હેની સજા ! હુફ ! રમાનાથ ! હવે આ ત્હારાજ હાથે ત્હારૂંજ મ્હોત ! આ ત્હારીજ તલવાર અને ત્હારૂંજ માથુ.

(રીવોલ્વર પોતાની છાતી સામે ધરે છે)

**ગેબી અવાજ** :–સબુર !

**રમાનાથ** :–બસ હવે સબુરીનું મીઠું ફળ મેળવવાને હું આ દુનિયામાં લાયક રહ્યોજ નથી ! બસ હવે તો પ્રભુના દરબારમાં પ્હોંચી જાઉ ! અને કરેલા પાપનો એકરાર કરી માફી મેળવું !

× × ×

**ગેબી અવાજ** :–સબુર !

**રમાનાથ** :–શું ત્યારે હું શું કરૂં ? ઈન્દિરા ! અરે હિન્દદેવી ! કમળા !! અરે પૃથ્વિદેવી ! શું ત્હમારાજ પવિત્ર ચરણોમાં પડી આ પાપી રમાનાથ પાપોનો એકરાર કરી માફી માગે તો ?

**ગેબી અવાજ** :–તો મળશે !

**રમાનાથ** :–બસ ત્યારે એજ ! હવે આ પરદેશી પોશાકની હોળી કરૂં છું ! દારૂ નહિ પીવાની દીલથી પ્રતિજ્ઞા લઈ પંચ મહાપાપોમાંથી નિવૃત થાઉં છું. અહિંસા–સત્ય–અસ્તેય–બ્રહ્મચર્ય–અને અપરિગ્રહ એ પાંચે વૃત ચોક્કસ ચિત્તે તનુંમાનસા કરી, અધિકારી બની એ દેશની અનુપમ મહાદેવીઓના દર્શન કરી કૃતાર્થ થાઉં–હવે હું ત્યાંજ જાઉં.

[જાય છે]

# અંક ત્રીજો



**પ્રવેશ :—પાંચમો.**

**સ્થળ :—ઇન્દિરાનો મનોહર બગીચો.**

**પાત્રો :—ઇન્દિરા-કમળા-ગુણસુંદરી-મેના-ફ્લોરેન્સ-કૃષ્ણચંદ્ર-પ્રભાકર-પ્રોફેસર-રમાનાથ-હરીજનબોય-વીગેરે.**

**ઇન્દિરા :-** કવિતા

વિચારસાર—હૃદય શુન્યકાર !
સૂઝે ના લગાર-વિકટ વિશાળ!
સંસાર નિ:સાર,—
કરી શકે શું માનવિ કલ્પના ?!
જીવન ઉજાશ—વસે આકાશ !
મૃત્યુની કાળાશ-પાતાળ નિવાસ,
અંતરિક્ષમાં આભાસ—
સંકલ્પ વિકલ્પના !—કરી૦

(ગુણસુંદરી અને પ્રોફેસરનો પ્રવેશ)

**ગુણસુંદરી** :-કેમ બે'ન ! કંઈ ખબર અંતર ?!

**ઇન્દિરા** :-આવો કાકી ! કંઈ ખબર કે અંતર ! સાચી ખબર તો અંતરનાથને છે !

**ગુણસુંદરી** :-હા બે'ન એજ સાચું છે. આજના આ કલિકાળમાં પવિત્રતાની પ્રતિમા જેવી તું સાચેજ પૂજ્ય છો ! ત્હારૂં બીરૂદ અનેરૂં છે. ડહાપણની દેવી ત્હારા સર્વ માંગલ્ય સંસ્કારમાં અશુભ તો કંઈએ લાગતું નથી !

**પ્રોફેસર** :-હા ! મ્હારૂં મન પણ એમજ કહે છે !

**ઇન્દિરા** :-પ્રોફેસર કાકા ! હવે તો ત્હમે તદન સાદા અને સમજુ બની ગયા !

**પ્રોફેસર** :-બે'ન ઈન્દિરા ! માથે ટપલા વાગીવાગીને આ ટાલ પડી ! આ કાળા ફીટી ધોળા કુટયા ! અનેક ઠોકરો વાગે એટલે જીવ ઠેકાણે આવે એતો સ્વભાવીકજ છે !

**ઇન્દિરા** :-પ્રોફેસર સાહેબ ! 'All wel' that ends well.' **मरणे या मति सा गति** ॥

**પ્રોફેસર** :-એ ! બધુ બરાબર છે ! હૃદયની શાન્તિને અર્થે પ્રાયશ્ચિત વિધીની જરૂર છે !

**ઇન્દિરા** :-શું ?!

**પ્રોફેસર** :–એજ કે :–॥ क्षमारूपम् तपस्वीनाम् ॥ ઈન્દિરા ! હે હિંદ દેવી ! ત્હારી ! ત્હારા હૃદયની ક્ષમા યાચું છું !

**ઈન્દિરા** :–પ્રોફેસર સાહેબ ! હું તો ત્હમારી દુહિતા ! હોય એતો બ્રહ્માની પણ ભૂલ થઈ હતી ! મનુષ્યમાત્ર ભુલને પાત્ર છે !

**પ્રોફેસર** :–પણ તે ભુલની ક્ષમા !

**ઈન્દિરા** :–તે પ્રભુ આપશે

**ગુણસુંદરી** :–અસ્તુ !

(મેના અને પોપટ આવે છે પ્રોફેસર ચમકે છે)

**પોપટ** :–હે હિંદ દેવી ! (બે હાથ જોડે છે)

**ઈન્દિરા** :–કહો ! કહો ! પોપટલાલ કેમ છે ? !

**પોપટ** :–બે'ન આ આપના પતિ ! ( કૃષ્ણચંદ્રનો ફોટો આપે છે ) અને આ ત્હેમનો તાર અને આ આપની અને એમની વચ્ચેનો બધો પત્રવ્હેવાર !

**ઈન્દિરા** :–(એકદમ હાથમાંથી ઝડપી લેઇને) શું આજ આવે છે ? આનંદ આનંદ ! આનંદ ! મેનાસુંદરી ! ત્હમે ટેલીફોનથી એકદમ કમળા અને પ્રભાકરને બોલાવો !

**મેના** :–(એકદમ ટેલીફોનથી તેમ કરે છે) (થોડીવારે કમળા અને પ્રભાકર આવે છે)

ઈન્દિરા :- કવિતા !

રાસ ધારીને રસીયો કહું કે નહિ ? !
એની વાંસળીના વિશ્વાસે રહું કે નહિ ? ?
ચંદ્રની રસીયણ રજની હંમેશાં—
આતુર-હૃદયે-ચકોર-નયને નીરખી,
રસીયાનું રટતી રટણ—
સોમવલ્લીને પાંદડે—પાંદડે—ઘડી—ઘડી
ગણતી—આશાનાં રજકણ !
અમૃત ચોઘડીયું આ થયું કે નહિ ? ! રાસ૦
ભલે ચંદ્ર આકાશમાં ઉગી અમૃત પાય !
પણ અંતરની તૃપ્તિ તો વાંસલડીથી થાય.

(પ્રભાકર અને કમળા ઈન્દિરાની સામે ઉભાં રહીને)

**પ્રભાકર** :-દેવી હું પ્રભાકર આપની દયા અને ક્ષમાનો અધિકારી છું કે ?!

**ઈન્દિરા** :-પ્રભાકર ! હૃદયની વિશુચિકામાંથી મુક્ત થાવ, બુદ્ધિના વિપરિત સંસ્કારોને ભૂંસી નાંખો; પછી દેશની પરિસ્થિતિનો ખ્યાલ કરો, आत्मवत् सर्वभूतेषु એ ન્યાયે परद्रव्येषुलोष्ठवत् સમજી परदारेषुमातृवत्‌નું દેશોદ્ધારક વૃત ધારણ કરી જગત્‌ના સર્વ પ્રાણીમાત્રની તન મન અને ધનથી સેવા કરો, મ્હારી કમળા એથી સુખી થશે; એજ ત્હમારૂં પૂણ્ય ! અને એજ ત્હમારો ઉદય !

**પ્રભાકર** :–દેવી ! અસ્તુ.

**ઇન્દિરા** :–બે'ન ! કમળાદેવી ! ત્હમારી ટ્રસ્ટમાં રીઝર્વ રાખેલી રકમ રૂપીયા પોણાલાખની છે, તે ત્હમને જાહેર કરૂં છું. વિદ્યા વિનય આપે છે; વિનયની પરિપકવ સ્થિતિ એજ પાત્રતા ! મ્હારી વ્હાલી કમળા ! બે'ન ! હવે તું પાત્ર છો, એથી એ રકમ ત્હારી સ્વતંત્રતાને સુપ્રત કરૂં છું; અને ઉપરાંત મ્હારી મીલ્કતમાંથી પચીસ હજાર રૂપીયાની નજીવી રકમ ત્હને ભેટ ધરૂં છું. જાવ ! ત્હમે સુખી થાવ.

**કમળા** :–દેવી અસ્તુ.

**પોપટલાલ** :–(ગુણસુંદરીને ચેક આપે છે) ગુણસુંદરી બે'ન! લ્યો! આ આપના અલંકારોની નિરાંત.

**ગુણસુંદરી** :–(ચેક લઇને પ્રોફેસરને આપે છે!) લ્યો! આ આપના પરાક્રમનું પારિતોષિક.

**પ્રોફેસર** :–આભાર સાથે છુટકારાનો દમ ખેંચુ છું. હુંફ !

(રમાનાથ તદન સાદો પોષાક પ્હેરી પ્રવેશ કરે છે)

**ઇન્દિરા** :–કોણ ?!

**રમાનાથ** :–દેવી ! તમારો અપરાધી.

**ઈન્દિરા** :–શું ત્હમે ?!

**રમાનાથ** :–હા હુંજ !

**ઇન્દિરા** :-ભાઇ ! મ્હેં ત્હમને ઓળખ્યા નહિ !

**રમાનાથ** :–દેવી ! આર્યદેવી ! ત્હારી પુણ્યવંત પ્રતિમા, તામસી—રાજસી કે સાત્વિક પૂજન વિધીમાં

સદાસર્વદા શાક્ષીભૂત છે. ત્હારી નિંદા અને સ્તુતીમાં સમાન-વૃત્તિ એજ ત્હારી સર્વોપરિ સ્થિતિ છે એટલે તું મ્હને પાપીને ન ઓળખે એ સ્વાભાવિકજ છે; કારણ કે પાપી પ્રત્યે ઉપેક્ષા અને પૂણ્યશાળી પ્રત્યે અપેક્ષા એજ ત્હારી અનુપમ ઉદારતા છે. દેવી ! હું રમાનાથ, ત્હારા પવિત્ર મંદીરમાં આજીજીનો ઘંટ વગાડીને ત્હારી અમિદ્રષ્ટિ મ્હારી તરફ દોરૂં છું. હે દેવી ! મ્હને પાવન કરજે.

**ઇન્દિરા** :-રમાનાથ ! ભાઈ રમાનાથ ! એકાએક આ પરિવૃર્તન શું બ્હારનું કે અંદરનું ? !

**રમાનાથ** :-દેવી ! જીગરનું પરિવર્તન ત્હારી વેધક દ્રષ્ટિ જોઈ શકે છે.

**ઇન્દિરા** :-ભાઈ ! રમાનાથ ! પરમાત્માજ સર્વનો પ્રેરક છે, અને ત્હેની પ્રેરણાવડે ત્હમે જે કંઈ કર્યું તે કસોટીજ હતી; અને એથી મ્હારા જીવનનો-હૃદયનો ખરેખરો કસ સમજાયો; એટલે મ્હારી અગ્નિ પરિક્ષા થઈ ગઈ; એથી એક લેખે ત્હમને પણ મ્હારા ગુરૂ માનું ! ભાઈ રમાનાથ ! કર્મની ગહન ગતિમાં :-ઉંચ્ચ કોણ ? નિચ કોંણ ? ! પાપી કોંણ ? પૂણ્યશાળી કોંણ ? એ સમજવાનું હીરણ્યગર્ભના અધિષ્ટાતા વિશ્વંભરનેજ સોંપી આપણે તો એ જગત્ નિયંતાના આશરે જીવી જાણવું જોઈએ.

**રમાનાથ** :-અસ્તુ

[સીન ટ્રાન્સફર]

**સ્થળ** :-બેલાર્ડપીયર.

**પાત્રો** :-પ્રત્યેક પાત્રોના હાથમાં ફુલ-હાર, અને હરીજન બોયના હાથમાં સુતરનો હાર.

(કૃષ્ણુચંદ્ર આવે છે; ઇન્દિરા અને કૃષ્ણુચંદ્રનો મેળાપ કમળાં કરાવે છે.)

**કમળા** :-ભાગ્યભૂવનમાં ચંદ્ર-મંગળનો લક્ષ્મી યોગ થયો, કુમુદિનિએ ચંદ્રમા જોયો. પરમાર્થવૃત્તિને આત્મ શક્તિની પ્રતિતિ થઇ. રાજયોગીનીની તપશ્ચર્યાનું તેજ સ્વર્ગ ભૂવનમાં પ્રકાશ્યું; ત્હેના અંબારમાં અંજાઇ આકાશની દેવીઓ પૃથ્વિ ઉપર પૂષ્પની વૃષ્ટિ કરે છે. એ આનંદ અવસરમાં :—

કવિતા

**ઉગ્યો ભારત—ભૂમિનો ભાગ્યભાનું !**
**ઉષાએ રંગોળી પૂરી એ પૂર્વ દિશામાનું.**
**કમળો કેવાં આવી ગયાં ગેલમાં-**
**જો ! જો ! કરે ગમત-ગોષ્ટી !**

હવે નિરાંતે ઉઘડીને ઉઝવીશું—

શાન્તિ-તુષ્ટિ.

અંધારામાં અટવાયાં આખિ રાત્રિ બહુ !

હવે ખંતથી ખિલો-સંપી આનંદો સૌ.

—ટેબ્લો—

—ફુલહાર—



